

## સ્નેહ સમર્પણ

પરમ સ્નેહી.

**શ્રીમાન શેઠ મોહનલાલ ઝવેરચંદ શાહ**

નાખા કાંટા—મુંબઈ

આપની નિર્મળ મનોવૃત્તિ : આપનું ઉલ્લાસવંતુ સંસ્કારી જીવન : આપનો સરલ અને મિલનસાર સ્વભાવ : આદર્શ આત્મા : આપનો સાહિત્યપ્રેમ અને મ્હારા પ્રત્યેનો આંતરિક અનુરાગ : એ મીઠાં અને મોંઘા જીવનતત્વો પર મુગ્ધ બની, સ્નેહભીનાં સંભારણા નિમિત્તે આપના કર કમળમાં મ્હારો આ અલ્પ પ્રયાસ સાદર કરી, હું મને કૃતાર્થ માનું છું. અને પરમ કૃપાળુ પ્રભુ પાસે યાચું છું કે, મ્હારો અને ત્હમારો સ્નેહ સંબંધ વિકસાવે અને અંતરના આદર્શ તત્વોને અમ્મર રાખે. '

આપનોજ,

મોહનલાલ ચુનીલાલ ધામી

# સાંકળિયું.

## 'કેસર ભીનાં છાંટણાં'

કંઈક



—:o:—

## 'કેસરભીનાં છાંટણાં'

અહિં અનેકરંગી કાઠીઓને એકઠા કરવામાં આવ્યા છે માટે તેનું નામ 'ડાયરો' તો સાર્થકજ છે. એ ડાયરામાં પરોણાને પણ સ્થાન છે એમ દર્શાવવાજ જાણે પરમારની 'કેસર કસ્યો કાન–' વાળી કથા પહેલી જગ્યા રોકે છે, અને રબારીની 'વગડાનો ધણી' વાળી વાર્તાથી આ વાર્તાઓનું 'અચ્યુત કેસર' થાય છે. નરકેસરીઓના કથાનકોના આદિ અને અંત કેસરીઓની કથાથીજ થાય છે એ પણ સુંદર પ્રબંધ છે

કાઠીઓના શાર્ય, પ્રેમ, કલા, ટેક, ધૈર્ય, હીમત, કર્તવ્ય, ક્ષમા વિગેરેનો પરિચય કરાવવાને હમણાં હમણા કાઠીઆવાડના સારામા સારા પુત્રો પુર્ણ પ્રયત્નો સેવી રહયા છે, તેમાં શ્રી૦ મોહનલાલે ધામી પોતાના ફાળો આપ્યે જાય છે એ હર્ષજનક છે.

આ ભાઇ લેખક છે અને સાથે કવિ પણ છે, એમ જણાવવાનો મારો લોભ થોભાવી શકતો નથી. 'ભાની વા'રે' ૭૨ મે પાને :—

બાયલા, કાંગલા, રોતડા, રોફમાં, શોખથી તો ફરે,
હોટરે, મોટરે હાથમા હટરે, ખેલતા ખુદતા જે ચરે.
ઉજળી સુતડી, ગર્દની બગલમાં, ગેલ કરતી હસે,
ફેનસી ફ્રોકમા, બાઇતે દેખતાં, મગજની તાવડી ટપખસે
લોટકાં જેવડા, મસ્તકે બામરાં, સુતડાં તો સુડાં ફગફગે,
ગળટુંપો ક્રોસનો, તગડું તુરકી, ચાલમાં લફલફે.

આ છએ લીટીમાં શબ્દે શબ્દે કાવ્યનો તનમનાટ તરવરે છે અને 'પુના'ની વાર્તાના બંને રાસ પણ —

> હૈયુ થડકે ને નમતી આંખડલી
> દોરી રોપે ન હિસકાની હાથ હુલાસમાં
>
> × × × ×
>
> ચાદે ઘેર્યા જગ ચોક અલમેલડી
> હૈયા ઘેર્યા ઓલ્યા કાને સાહેલડી.

એ બબે પંકિતઓજ આખા કાવ્યના ભાવ ખડા કરે છે.

એ બધુનાં કાવ્યો ઉપરાંત ગદ્યમા પણ કેટલેક સ્થળે કુદરતી મંથન થતુ હોય એવી ઉર્મી એ છે, રમ છે, કંપન છે થોડાજ શબ્દોમાં ભાવની જમાવટ કરતા કેટલાક વાકયોમા વીર કરૂણા, શૃંગાર, હાસ્ય આદિ રસ સ્વય ઉતરી આવે છે જેમ કે 'જામફીની સુકીંગ સગાક સુકીંગ સગાક કરતી તાળીઓ પડવા લાગી' ( પાનું ૧૬ )

'હૃદયમાં રમતી વાત મોઢા ઉપર તરી વળી, પાપ વિકારને છે પ્રેમને નથી' [ પાનું ૩૨ ]

'ઇ શુ બોલ્યો નાગ, કુમે ઇનો કાયર!' [ પાનું ૩૬. ]

'ઘોડીની આખમાથી પણ ડળક ડળક આંસુ આવી ગયાં તે ધણીનો હાથ ચાટવા લાગી.'

'આજ મારે માટે એક તુજ રડનારી, એક તો રડતી રડની ગઇ' [ પાનું ૫૪. ]

'માણસુર, મારી બેટીની હાલ્ય, જોતાં ખરો એના મોઢાનો માર.' [ પાનું ૭૪ ].

'ડાબા હાથની ચાર આંગળીઓ અમરૂભાના જડબાપર ચોડી દીધી' [ પાનું ૯૬. ]

'પુત્ર કરતાં પોતાનું કર્તવ્ય તેને વધુ પ્રિય હતું' [ પા ૯૭ ].

'કાયર કંથની સોડમાં જીવવા કરતાં હસતાં હસતાં મોતને ભેટવું સારૂં.' [ પાનું ૧૦૫ ].

'પરણીને શું ભવ સુધારવો તો આપણે તો આજથી કુંવારા રહેવાનું વ્રત.' [ પાનું ૧૨૦ ]

આવી છુટક પંકિતઓમાંજ જાણે આખી વાર્તાનો ભાવ ઉભરાતો હોય એમ મને લાગે છે. એ કાઠી વાર્તાઓ એટલેજ આજનું આપણું કાઠીઆવાડ.

મને તો કાઠીઆવાડ શબ્દ તરફજ પક્ષપાત છે, 'કાઠીઆવાડ' શબ્દ ભુંસીને જ્યારે 'સૌરાષ્ટ્ર' શબ્દથી આ દેશને સંબોધાય છે ત્યારે મને લાગે છે કે કાઠીઆવાડનો અર્વાચીન ઇતિહાસજ ભુંસાઇ જાય છે. સૌરાષ્ટ્ર શબ્દ પણ ક્યાં એટલો પ્રાચીન છે? પહેલાં 'આનર્ત' નામથી આદેશ ઓળખાતો. આજે કાઠીઆવાડ છે. અને કાલે કોણ જાણે આ ધરા કેવું નામ ધારણ કરશે!

હું કાઠી રાજાની પ્રજા છું તે કારણથી પણ કદાચ મને આ વાત અતિશય ખુંચતી હોય. ભલા ભુંડા તોય અમારા કાઠી રાજા તરફ મને બહુ મોહ છે. તેથી કાઠી જનતાને ઉતારી પાડવાની જ્યારે જ્યારે કોશીષ થઇ છે, ત્યારે તેમની સામે મેં મારો અવાજ ઉઠાવ્યો છે.

કાઠીઆવાડમાં અત્યારે વેરાયેલાં કુળોની માફક જે નાનાં રાજ્યો પથરાયેલાં છે તેનો પ્રાચીન ઇતિહાસ જોઇએ તો કોઇએ બાહુબળના તો કોઇએ ચારણોના ત્રાસગ્રાસ પડાવીને, કોઇએ બીજાનાં તો કોઇએ બ્રાહ્મણના વાળેલ વચકા છોડાવીને પોતાની સત્તા જમાવી છે ત્યારે આ કાઠીઓએ તો જામનગરથી જાફરાબાદ સુધી અને પોરબંદરથી પાળીઆદ સુધી, ચારેય દિશામાં કાંકરે કાંકરે પોતાના શોણિતના આંક કરીને સૌરાષ્ટ્રની ભુમિ ઉપર 'કાઠીઆવાડ' નામ છાપ્યુ છે. અને કાઠી નામ અમર કર્યુ છે.

સૌરાષ્ટ્રની સુવર્ણ ભુમિને સમરભુમિ બનાવી તેના મધ્ય બિંદુમાં એ કાઠીઓએ પોતાની ખુંટી ખરબી. મીઠા મેરામણ સમી સૌરાષ્ટ્રની એ મહા નદી ભાદરનો કાંઠો કબજે કર્યો. જાણે કે ભાદરકાંઠા એજન્સી ( સરકારી નહિહો; એ તો આ કાઠીની ! ) જાડેજા અને જેઠવા, ગોહિલ અને પરમાર, ઝાલા અને વાળા, જાળી અને હબસી. એ સર્વ લડાયક કોમોની ચોગરદમ જ્યાં તીખી તલવારો વીંઝાતી હોય, અને સુસવતી બરછીઓ જ્યાં ચોમેર ઉછળતી હોય, ત્યાં તેમની વચ્ચોવચ્ચ પોતાના ડેરા જમાવનાર એ કાઠી કોમનાં યશોગાન ગાવાં કોને ન ગમે ?

એ કાઠી અને કાઠીઆણીઓ-બન્નેને સ્મરણપટ પર ક્ષાત્ર તોજ કાઠી ઘોડી હક્કપર પોતાનું સ્થાન માગે છે. પ્રતાપવંત પુણ્ય નામ સંભારતા ચેતકને ન સ્મરીએ એ બનેજ કેમ ? એ મેંદરડાની માણુકી પોતાના માલિકને પીઠપર લઇને ગઢની ગગ ટેકી અંધીખાનેથી છોડાવે, અને કાંગરો ખાંગો કરી પોતાના અમર સંભારણાં મુકી જાય, એવી બીજી કઇ ઘોડાની જાત સામાન્ય કોટીમાંથી જુદી તરવરી રહે છે તે કોઇ કહેશે? ગરતના મેદાનમાં તેને સ્થાન નહિ, કાં? જીતી જાય માટે?

આ પ્રદેશ ઉપર કાઠીઓએ જો કંઇ અધિકાર સ્થાપ્યો હોય, તો તેમાં મુખ્ય ભાગ એ કાઠી ઘોડીઓએ ભજવ્યો છે, સાચેજ મને તો લાગે છે કે કાઠીઓના કીર્તિકોટ રૂપે જેમ પાળીઆઓ ઉભા છે તેમ તેમની ઘોડીઓનાં ખાસ સ્મારક ખડાં કરવાં ઘટે

એ ઘોડાના ડાબલા નીચે જે જમીન આવી તેની માલેકીજ જાણે કે તે કાઠીની થઇ ચુકી. એ ડાબલાના ખણુખણાટથી ધરા ધ્રુજતી, એ ઘોડીઓના હણુહણાટથી કાયરો કમ્પતા, એ ઉડની ઘોડીઓની દોટાદોટથી ધુળની ડમરીઓ ગોટેગોટ ચડીને આકાશ છાઇ દેતી-અંધકાર જમાવી દેતી, તેથી એ બાધીથી બીહીને કઇક ગરાસીયાઓ પોતાનાં ગામ મુકી નાસી જતા અને વગર લડયે, કાઠીઓ એ ગામના ધણી થઇ શકતા.

એ રમતી ઘોડીના થનગનાટથી તેના અસવાર પર કેટલીય રસિક બાળાઓ મોહી પડતી અને ગાંધર્વ લગનની અનેક આવૃતિઓ રચાતી. આ પુસ્તકમાં પ્રણય પંથના પુજારી 'નાગવાળો અને નાગમતી' એ પણ એમાંનીજ એક આવૃતિ છે. એ ઘોડીના ડાબલાએ સૌરાષ્ટ્રને આડો ઉભો આંકીને તેનાં પર કાઠીયાવાડ નામ નોંધાવ્યું.

અને એ સર્વને ટપી જાય એવો કાઠીઓનો ઉચ્ચ આદર્શ **સમાનતાનું** ધોરણ છે. કાઠીઓનો વારસો એટલે સરખે હિસ્સે રાજ્યની વહેંચણી.

જગત્ ભરના રાજ્યો પ્રાચિન અને અર્વાચિન, પુર્વના અને પશ્ચિમના, ધાર્મિક અને લૌકિક, તમામે એકજ પ્રથા પાડીને રાજ્યના કટકા ન થવા દેવાની નીતિ સ્વિકારી છે. રાજ્ય વિસ્તારીને સામ્રાજ્ય બનાવવા તરફજ સૌએ લક્ષ આપ્યું છે. ત્યારે માત્ર આ કાઠીઓએજ વહેંચણની શૈલી સ્વિકારીને સામ્રાજ્ય જમાવવા સામે અમલી આપભોગથી મુંગો પણ પ્રબળ વિરોધ પોકાર્યો છે સમસ્ત રાજ પ્રકરણી સસ્કૃતિ પર કાઠી સસ્કૃતિનો એ અદ્‌ભુત વિજય છે.

કાઠીઓનું પ્રજા પાલન, ઢોર ઉછેર, મે'માનગતી, એ સર્વે એવા છે કે દરેક વસ્તુ ઉપર એકેક ગ્રથ લખાય, છતા ઐતિહાસિક પ્રસગોજ જો નાના નાના કથાનકો રૂપે રજુ થાય તો કાઠીવાડ બહારની આલમને કાઠીઓનો સાચો પરિચય મળે. આ પુસ્તકમા 'જતપડાનો ઘા' 'પુના' વિગેરે રોમાચક પ્રસંગો કાઠીઓની કર્તવ્ય પરાયણ વૃતિના દર્શન કરાવે છે આવા પ્રસગો વધુ ખોળીને આ ભાઇ પ્રગટ કરે એમ સુચવું તો એ અસ્થાને તો નહીંજ ગણાય.

કાઠી ઢાલનું આ અતિ ઉજ્જવળ પાસુ છે. મને કાઠીઓ તરફ મોહ છે એ હું કહી ગયો, છતા વ્યામોહના આવરણ મારી આખ આડે નથી તેથી તેનું શ્યામલ પાસુય છે એ પણ હું જણાવી દઉં

માણસ જાતની સામાન્ય નબળાઇથી કઇ કાઠીઓ પણ મુક્ત ન હોય. એક કટુવચનથી-એક મેણાનો માર્યો મરી મટવા કે હાથ બતાવવા નીકળી પડેલ કાઠીના "મરદની હાથલ" માં ઠીક દર્શન થાય છે સાથે સાથે ક્ષમા કે જે વીરનરમાં ગુણ

હોય છે, તેની પ્રતિતિ કરાવીને તેની બહાદુરી અને ઉદાર દીલની પણ ઝાંખી કરાવે છે. પણ એ નબળાઈથી કે વેરની વૃત્તિથી નિપજતાં બહારવટામાં ગરીબ ગાય જેવી પ્રજાની શુ ખાનાખરાબી થાય છે. તે તપાસીયે.

કાઠીઓનું બ્હારવટું એટલે ભયત્રાસ, માનફાટ ગાડ રજાકનુ ફરીવળતું મહા(અ)ધર્મચક્ર, ગરિબડી ગાય જેવી વસ્તીપર જુલ્મી આક્રમણ, બૈરા અને બાળકોને લુટવાના અધમ આચરણ, વટેમાર્ગુઓના મનુષ્ય હરણ, અને કોઇ પણ ભોગે નાણા ઓકાવવાની વેતરણ.

આ અને ચોર, લુંટારા, ડાકુ ઘરફાડુઓને આશ્રય આપવાની વૃત્તિ અણગમતા અને અણછાજતા વેપાર રાજગારને પોષવાની પ્રવૃત્તિ આ સ્વામીભક્તાજ તેમના સદ્ગુણોને ઝાંખા પાડે છે.

રાજાની પુત્રવત્ પ્રજાને લુંટી લેવી અને રાજાના બ્હેન દીકરીઓને કાપડાં કરવા, આમા તો નરી બીકણતાનાજ દર્શન થાય છે.

રાંકડી રૈયતના એક ભાગને રંજાડવો બીજા ભાગને તેમથી રાજી કરવો-એટલે કુમારીકાઓને ભેટ સોગાદથી નવાજવી, પનીહારીઓને પસલી આપવી, બ્રાહ્મણ ભંગીને દાન દેવા એ તેમની ધર્મધેલછા હશે પણ નિર્દોષતાની સાબીતી તો નથીજ.

રાજા સામે વેર બાંધવાના તેને ભલે કારણો હોય અને સામે મોટે લડવા જેટલું લશ્કર અને બળ તેણે ન મેળવ્યાં હોય તો બ્હારવટું કરે એ વાત સમજી શકાય. પણ તેથી શું વાચા વિનાની, શસ્ત્રવિનાની, પશુથી પણ નીચી પંક્તિમા ઉતરી પડેલી પામર પ્રજાને લુટવાનો તેનો અધિકાર સ્થાપિત થાય છે ખરો ? છતાંય વખતનો માર્યો બ્હારવટીયો લુંટ ચલાવે કે ધાડો પાડે તો તેની લાચારીના કારણે તેના અપરાધ કદાચ ક્ષમ્ય ગણીયે પણ તે ` યશ-કલગી તો નજ દઇએ.

"કાકીની ઘોડયે દાંતુમાં દઇને આગ્યો !" એ કહેવત કાકી શૌર્યને નમાવનારી છે. પણ અનેક લડાયક કોગો સામે, એકલે હાથે લડનારી આ વીર કોમ જો જરૂર પડયે લડતાં અને જરૂર પડગે મેદાન છોડતાં ન જાણતી હોત, તો કાઠી ઇતિહાસ કદાચ ન હોત એ ન ભુલવું ઘટે.

નિર્થં ભુમિ હલ્દીના ત્યાગથીજ પ્રાતઃ સ્મરણીય પ્રતાપ મહારાણાએ મેવાડને નવજીવન આપ્યું હતુ અણધાર્યા હુમલા અને ઓચીંતા છાપા મારી, હિંદુત્વ રક્ષક શુરવીર શિવાજીએ સામે આવીને લડાઇ આપ્યા વગરજ દિલ્હીની સલ્તનતને શિકસ્ત આપી હતી એ પણ એક સમરાંગણની કુનેહજ છે વાહીનના કીનારા પરથી અંગ્રેજ અને ફ્રેન્ચ સૈન્યો બહાદુરીથી પાછા ન હઠયાં હોત તો પારીસ પડયું હોત, ડોવરના પાણી લાલ રંગથી રંગાયા હોત, અને લંડનના કિલ્લા પર હોવીત્ઝરના ગડગડાટ સંભળાતા હોત. હારનો નિરધાર થઇ ચુકયો હોય ત્યારે ફરીથી લડવાની તાકાત અને હિંમત રાખનાર બહાદુર યોધ્ધો સમરક્ષેત્ર-માંથી નાસી છુટે એ પણ શત્રુને હંફાવવાની એક યુધ્ધકળા છે

ભુત, પિશાચ, સેગી ચમત્કાર, દુનિયાદારીઓની મદારે દેવનાઇ અને દાનવી દોડધામ એ સર્વ અંધશ્રધ્ધામાંથી ઉગતી પ્રજાને ઉગારી લેવાની, જડ ઘાલી બેઠેલા વ્હેમમાંથી નવી પ્રજાને મુકત કરવાની જ્યારે ખરેખરી જરૂર છે ત્યારે એ કાઠી કથાઓને જાદુઇ વાતો સાથે વણીને, અશક્ય પ્રસંગ સાથે સાંકળીને પ્રજા સામે ધરવાનો હાલમાં જે વાયરો ચાલે છે તે સામે હું નમ્ર વાંધો રજુ કરૂં છું અને ઇચ્છું છું કે આવી શંકાશીલ વાર્તા-ઓને ગાળીને તેમાંથી સત્ય અને શક્ય નિતાર ખેંચી કે એના અશક્ય ભાગ સામે ખુલ્લી રીતે શંકા દર્શાવીને સુજ્ઞ પ્રજા સમક્ષ મુકવાનો પ્રયત્ન થાય, તો લોક કલ્યાણ સાધવાની તેમની પવિત્ર નેમ જલ્દી પાર પડી શકશે

મારા આવા દ્રષ્ટિ કોણથી હું આ આખું પુસ્તક વાંચી ગયો છું 'ડાયરા' ની જુદી જુદી વ્યક્તિઓને મળી ચુક્યો છુ અને પ્રતિહાસોની આ જુદી જુદી કડીઓ તપાસી ગયો છું તો તેમાં મને 'જીવતા ઓળા' સિવાય ક્યાય કશુ કહેવા જેવું ન લાગ્યુ. એટલુંજ નહિ પણ ખહુજ આલ્હાદજનક દરેક વાર્તા લાગી. 'જીવતાઓળા' માં પણ અણઉકેલ કોયડા તરીકે શંકા દર્શન તો છેજ.

વાચનારને આ પુસ્તક વાંચવાની ભલામણ કરૂં તો સાથે એક વાત એ પણ કહી દઉં કે કૃપા કરીને નવરાશના સમયમાં આ પુસ્તક હાથમાં લેવું કેમકે એક વખત શરૂ કર્યા પછી દરેક વાર્તા અને આખું પુસ્તક પહેલેથી છેલ્લે સુધી વાંચ્યા વગર હાથમાંથી મુકવું નહિંજ ગમે.

આ પુસ્તકનો અને પુસ્તકને અંગે કાઠીઓનો પરિચય કરાવવાનું કામ મને સોંપી શ્રી૦ મોહનલાલ ધામીએ મને માન આપ્યુ છે એમજ માનું છું. અમલનો તો હું દુશ્મન છું અને અમલ પીધેલ પણ એક હાંકોટે લડવાને તૈયાર ગોડણભર થયેલ ડાયરાના બહાદુરોને મારે કઇ અર્પવાનુ રહેતુંજ હોય તો 'કેસરભીનાં છાંટણાં' થી એમને રંગું, એજ મારે માટે બસ છે.

જુની ચારણી ભાષાના દુહા, સોરઠા, હાલની ઘરગથુ વપરાતી કાઠી ભાષા અને ગામડાની સંસ્કારી અને મીઠી ભાષા, એ ત્રિવેણી સંગમ આ પુસ્તકમાં કરીને અને લોક ઉપયોગી કથાઓને પ્રકાશમાં આણીને લેખક બન્ધુએ કાઠીઆવાડ સાહિત્યને સમૃદ્ધ કર્યું છે, એમ કહેવામાં હુ લેખકને અને વાંચકને બન્નેને ન્યાય આપું છું એમ મને લાગે છે.

રાજકોટ તા ૭-૯-૧૯૨૮.

મ્હારી ૪૪મી વર્ષગાંઠ
'૮૪ ની જન્માષ્ટમી

ઉત્તમચંદ મંગળજી દોશી
વકીલ, રાજકોટ-જેતપુર.

# કંઈક

લોક સાહિત્યના ક્ષેત્રમાં ઝંપલાવવાનો અમારો પ્રથમ પ્રયાસ છે. અને એથી 'ડાયરો' કદાચ ભાષા–શૈલીની ત્રુટીઓ બતાવે તો તે સ્વાભાવિક છે. એ સિવાય બીજું કારણ મ્હારૂ કાપડના વેપારી તરિકેનું જીવન એટલે આ વસ્તુઓ ધંધામાંથી મળતા ફુરસદના સમયેજ લખાએલી છે તેથી પણ કંઇક ઉણપો રહી હશે. એ બદલ હું પ્રથમથીજ ક્ષમા માગી લઉં

લોક સાહિત્ય એટલે શું ? તે હવે જનતાને સમજાવવું પડે તેમ નથી. કારણ કે, લોક સાહિત્યના આચાર્ય શ્રી ઝવેરચંદ ભાઈ મેઘાણીએ એનો અચ્છો પ્રકાશ પાડેલ છે. જો કે મ્હારે પણ એ પરત્વે કંઇક કહેવાનું તો છેજ પરંતુ એનો વારો ડાયરાની બીજી બેઠક વખતે. આ પહેલી બેઠકમાં તો, કાઠીઆ-વાડના સુપ્રસિદ્ધ પત્રકાર શ્રી ઉત્તમચંદ મગનજી દોશીએ ડાયરાને કેસરભીનાં છાંટણાં છાંટીને કાઠીસંસ્કૃતિનો અને કાઠી વારસાનો સરસ પરિચય કરાવ્યો છે. હું એમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

ડાયરામાં આવેલ સઘળી વાર્તાઓ ગત્ય બનાવો પરથીજ આલેખાયેલી છે વાર્તાઓ માટે મે કચ્છ-ગુજરાત-સોરઠ-ઝાલાવાડ-પાંચાળ વિગેરે પ્રદેશોમા પગે ચાલીને પર્યટન કરેલ છે તેમજ એ વસ્તુઓ પાયાદાર વાતો સાંભળીનેજ મેળવવામાં આવી છે. એટલે એમા કલ્પનાના ઘોડાઓને સ્થાન નથી રહ્યું. છતાંય કોઇ કાલ્પનિક કથા કાનો કાન અથડાતી મ્હારી પાસે આવી ગઇ હોય તોય તે આદર્શ ગણાશે. કારણ કે એક નિરક્ષર વર્ગની કલ્પનામા પણ કેટલાક સસ્કારોની ઝાખી થશે.

આ વાતોમા:—

'કેસ્રર ઝલ્યો કાન' વાળી કથા ઘોળકાના બારોટ શ્રી અમૃતલાલ ભાઇએ મને કહેલી હતી. અને અહીં છપાયા પછી મને ખબર પડે છે કે 'રસધાર' ના બીજા ભાગમાં એ વાર્તાને સ્થાન મળી ચુકયું છે. 'જતયડાનો ઘા' "ગાનીવા'રે' 'વગડાનો ધણી' એ વાર્તાઓ ચોટીલાના રહીશ ધાધલ હરસુર નાગભાઇ એ કહેલા છે. એ વૃદ્ધવીરનો હુ આભાર માનું છુ.

'પુનાં' ની કથામાં કલ્પનાનું મિશ્રણ છે. છતાંય એક સત્યના નકકર પાયાપર તે ઇમારત ઉભી થઇ છે એ વાતમા કેવળ 'પુના' નુંજ પાત્ર ખરૂં છે બાકી મિશ્રણ છે. એ આપ વીતી મને પુના પાસેથીજ મળેલી છે. એને પ્રગટ કરવામાં એ આહિર કન્યાનું પ્રોત્સાહન છે. 'પ્રણય પથે એક યુગલનું બલિદાન' વાળી વાત મેં ચાર પાચ ઠેકાણેથી સાંભળેલ છે અને તે સહુનો યોગ્ય નિચોડ આમાં રજુ કર્યો છે અને 'કુળની લાજ' 'મરદાઇના પુજન' 'મરદની હાથલ' એ કથાઓ મને મ્હારા કચ્છ-કાઠીઆવાડના પ્રવાસમા મળી હતી. અને 'જીરના ઓળા' વાળી વાત એ પ્રદેશમા સૌ સારી તરીકે સ્વીકારે છે તેથી મ્હારા **સોરઠી ભુતાવળ** નામના અપ્રસિદ્ધ પુસ્તકમાથી મે મુકી છે. એમાં વર્ણવેલા સ્થાનો મ્હાગ જોયેલાં છે.

ડાયરાની વાતોનો આ પ્રમાણેનો આછો ઇતિહાસ છે. અને વાંચકને વાંચવામાં કયાંઇ ખોટું જ આવી જતું હોય એમ લાગે તો તે બાબત, મારા કાને નાખવા વિનતિ છે જેથી ભવિષ્યમાં ડાયરાની બીજી આવૃતિ વખતે તેનો હું ઉપયોગ કરી શકું.

હવે રહ્યા મારા જીવનના સાથી દારો.

મારામાં લોક સાહિત્ય પ્રત્યે પ્રેમ પ્રગટાવનાર મારા પુજ્ય સ્નેહી શ્રી ઝવેરચંદભાઇ મેઘાણી અને શ્રી. ગોકુળદાસ રાયચુરા. તેઓના રસભર્યા સાહિત્યે મને એ તરફ ખેંચ્યો છે. બીજા મારા જીવન મિત્રો મહાદેવ કેશરજી મંદિર અને બદરૂદીન ચતુર રાજપુરી. જેઓએ મને ઉત્સાહના અમૃત પાયેલ છે.

તેમજ મારા પરમ સ્નેહી શ્રી મોહનલાલ ઝવેરચંદ શીકને પણ હું નથી ભુલી શકતો તેઓ મારા કાર્યને ફાલ્યુ ફુલ્યુ જોવા હંમેશ આતુર હોય છે. તેમની નિર્મળ લાગણી મારાપર સદા વર્ષતીજ રહે છે.

અને જેની માર્મિક ટકોરાથી હું સાવચેત રહ્યો છું તે ભાવનગરની જૈન સસ્તી વાંચનમાળાના ઉત્સાહિ સંપાદક શ્રી. અમરતલાલ જગજીવનદાસ શાહને પણ હું કેમ ભુલું !

પ્રસ્તુત પુસ્તકના મુફો વેપારની ધમાલ વચ્ચે તપાસાયેલા છે એટલે ઘણે ઠેકાણે મુદ્રણ-દોષ રહી ગયા છે તો તે ક્ષન્તવ્ય ગણશો. મારા આ પ્રયાસને સહકાર આપી અપનાવી લેશો. અને ભવિષ્યમાં મારી આશાઓ હું જનતાને ચરણે ધરી શકું તેવી પ્રેરણા પાશો.

કાપડ માર્કીટ-રાજકોટ } મોહનલાલ ચુનીલાલ ધામી
જન્માષ્ટમી ૧૯૮૪

卐

લોક સાહિત્યનું રસભર્યું

હવે પછી છપાવાનું

*બીજું પુસ્તકઃ—*

# રસ ઘુંટડા

**એટલે ?**

પ્રેમ, વિરહ, ભક્તિ, શૌર્ય અને જીવનના
તત્વો ઉકેલતા રસભર્યા દુહા સોરઠાઓ.

**દુહા સોરઠા એ શું ?**

"મરદો! દુહા સાંભળો સુણો સોરઠા ભેદ."
"કાળજા કરશે કેદ કોઇ કલોગા સુખીયા."

અને

"મુંધા મુલા સોરઠા, નો'ય દુવાના દાન"
"ગોળે વળગ્યા ગીતડાં, લે' શેણુંના પ્રાણ"

પછી

"દુહાદલમાંથી નિકે; નહીં તાલ કે માપ"
"પણ કાળજ મેલે કાપ બરછી રોતા સુખીયા."

આવા કાળજામાં કાપ મેલનારા રસભર્યા

**દુહા-સોરઠાઓનો**

અર્થ સહિત સંગ્રહ હવે છપાશે

## —" કેસર ઝલ્યો કાન."

૧

અકકડે ઠઠ્ઠ કચારી ભરાણી છે. પથુજી, મુળુજી, ખેમાજી, *ચાંચાજી, સુરાજી, મોહનજી વિગેરે શૌર્યના જીવતા સ્વરૂપ જેવા,* કોઇ શાર્દુળા સિંહ જેવી ક્રુપરી ધરબેલ ત્રાંબારંગી આંખ્યોવાળા, સિંહલદ્વિપના મદિલા હાથીની સુંદરોકી ભુજાઓવાળા, મસ્ત પાડાની ઘોરીયો પડેલ પાણીદાર કાંધ મમા મજબુત ખંભાવાળા, ને શૌર્યભીના ક્ષમા ધર્મની રેખાઓથી દિપતા વદનવાળા, પરમાર ગરાસીયાઓ બેઠા છે. વચ્ચે ઉંચા આસન પર બારોટ; પરીયાં કથી રહ્યો છે. જેમ જેમ પૂર્વજોના પરાક્રમોની પરંપરા બારોટના મુખેથી ઝરતી જતી, તેમ તેમ પરમારોના તાના મોહી ઉછળી ઉછળીને ઠેકું મારતા.

બારોટે પરીયાં કથી લીધા. પરમારોએ કહ્યું:—

"માગો! માગો!! બારોટ! જે જોઇ ઇ માગી લીઓ"

"પ્રતાપ છે પરમારો! તમારા પૂર્વજોનો. બારોટને તો શેનીય ઇચ્છા નથી. આ તો અમારો ધર્મ છે, તે અમે આવીને બજાવી જઇએ છીએ. અને જેદી જોશે તેદી હાલ્યા આવશું બાપ! કુળનાં દીવાઓ! ભારત ભૂમિના સાવજો, તમે અમ્મર રહો." બારોટે

આ પ્રમાણે કહી પૂર્વજોની નામાવળીનો ચોપડો બંધ કર્યો પરમારોએ કહ્યું —

'પણ બારોટજી' એમ ન જવાને માગી લીઓ '

'પ્રતાપ છે જગદેવના વંશનાનો બાપ!"

'ના ના અમારૂ કાંઈ વેણુ રાખો "

બારોટના ભવ્ય કપાળ પર વિચારની કરચલીઓ વળી ઉઠી થોડી વારે તે બોલ્યો —

'ઠીક બાપ! તઈ ધનમાન આપવાવાળા તો સહુ છે, પણ જો તમારી સૌની હોંસ હોય તો મને સાત હાથ લાંબો જીવતો કેમગીમ લાવી આપો" બારોટ ક્ષત્રિઓનું શૌર્ય માપવા આ વેણુ નાખ્યું

બારોટની માંગણી સાંભળતાંજ મસ્ત પરમારોના મોઢા કાળા વખ થઇ ગયાં ને સુગાઇ ગયેના પોદળા જેવી મોઢે કરચાળીઓ વળી ગઇ. મોઢા સીવાઇ ગયા બારોટે આ જોઇ કહ્યું —

'કાંઇ નહીં, કુળના દિવાઓ' હું નો'તો કે'તો કે મારે તો વડવાઓનો પ્રતાપ છે હવે ન બને તો કાંઇ નહીં, પણ કાન ઝાલી ને સાવઝને ખેંચનારા, હાથી હાથી જેવું બળ રાખનારા ક્ષત્રિઓ ગ્યા બાપ!'

કોઈ તીર લાગે એમ બારોટનું વાકયબાણ પરમારોના કાળજામાં પેઠું. ને એક બીજા એક બીજા સામું જોઇ રહ્યા કોઇની એટલી પણ હિમ્મત નથી ચાલતી કે બારોટને બીજું કંઇ માગી લેવાનું કહે થોડી વારે એક વૃદ્ધ પરમારે કહ્યું —

'હા બારોટ! પણ મશ્કરી તો નથી કરતાને?"

"ના બાપ! નાં જજમાનોની મશ્કરી તે થાય! અમારા કાળજામાં તેદી આગ સળગે પણ ન લાવી દેવાય તો પછી...'

બારોટનું મરડાઇ ભર્યું વેણુ સાંભળતાંજ કોઇ આકાશમાથી વીજ ચમકે એમ ચાંચાજી નામનો એક વીર જુવાનડો શરિરના કડાકા બોલાવતો ખડો થયો. લાલ ધખતા અંગારા જેવી આંખ્યોમાથી શૌર્ય વર્ષી રહ્યું છે. હાથીના કુંભસ્થળ જેવી પ્રચંડ છાતી થડકી રહી છે મુછોના ઉગતા દોરા પર શૌર્યના રસ બિન્દુઓ માતી સમાં ચમકી રહ્યાં છે મોઢાંપર ટે! જાણ્યે તુર તુરનાં ઢગલા! કોઇ શાર્દુળો સાવજ હાકોટો દયે એમ ચાંચાએ કહ્યું:—

"હાં, બારોટ! સિંહ એક કે બે?'

ચાંચાજીની ધગતી મૂર્તિ જોતાજ બારોટનું હૈયું ચમકી ઉઠ્યું. તેને કહ્યું —

"રંગ ચાંચા જવાન! રંગ બાપ! એક. પણ સાત હાથ લાંબો, એની ગર્જનાથી ગગનના મેઘ ગ.જે ને પછીતો થથરે એવો વિકરાળ"

"હા એવો લાવું, કાન ઝાલીને લાવું. પણ બારોટ! તમે સાંજ સુધી કયાય ખસતા નહીં. અમારા ડુંગરાઓમાં કકુવરણા કેટલાય ઝડપું કરે છે, તે આ અકસ્માત એક લઇ આવ્યો!" ચાંચાજીના આ પડકારથી ડાયરાના જુવાનડાઓની છાતી કમકમવા લાગી ને સહુ ચાંચાજીના શૌર્ય ઝરતા વદન સામે, એકી ટશે નિહાળી રહ્યા. અને ચાંચોજી પણ ધરતી ધમધમે એવાં પગલાં ભરતો ડાયરાને પગે લાગી ઉપડયો.

૨

આહી ડુંગરાઓમા સાવઝના પડકારા ગાતર ગાળી નાખે એવા પડછંદા પાડી રહ્યા છે વનવન વીંઝનારા એ વનરાજોની કારમી ત્રાડોથી વગડો કંપી રહ્યો છે. એવામાં ચાંચોજી કોઇ સાત હાથાને શોધતો શોધતો એક ભેખડેથી બીજીએ ને ત્યાથી ત્રીજીયે; એમ ભમી રહ્યો છે. આમ આથડતાં આથડતાં એક મોટી

કાળમીંઢ છીપરાળી ભેખડની ટાઢી રમણુમા એક સાતહથો, કેસરીયા રંગનો, ફુફાડા મારતી વીકરાળ મુછો વાળો, દાબડા જેવી આંખ્યો વાળો, લબ પુછો શાર્દુળો મા ણુ કરીને ઘોરી રહ્યો છે. એમાં ચાંચાજીની નજર આ કકુવરણા પર ગઇ; ને ચાંચોજી થંભ્યો.

ઝડપ મ્યાનમાંથી નાગણને ખેંચી ને સુતા. સાવઝ માથે ઘા મેલવા તૈયાર થયો. ત્યાં વિચાર આવ્યો કે:–"બિચારા વનરાજ પાસે કયા હથીઆર હતું ? હથીઆર વગરનાની સાથે ક્ષત્રિય બચ્ચો તરવારથી કોઇ દી ખેલે નહીં. સુતેલા માથે ઘા કરે નહીં. એ તો પડકાર કરીને સામો થાય." આ વિચાર આવતાંજ તેને તરવાર ફેંકી દીધી ને પોતે સાવઝથી બાર હાથ છેટે ઉભા રહી પડકારો કર્યો :—

"ખબડદાર! વનનાં ધણી! થા માટી ઉઠ."

મીઠી નિંદ્રામાં બાર બા'દશાહી માણુતો સાવઝ, ચાંચાની સાવઝ રોકી ત્રાડ સાંભળતાં બગાસું ખાતો ધમધમ કરતો ઉઠયો. દોઢ દોઢ હાથ લાંબી કેસરી કેશવાળી ચાચાની લાલ આંખ્યો જોઇને ખડી થઇ ગઇ, ને ચાંચા ગર્દ ઉપર :તરાપ મારી. જેવો સાવઝ પોતાના અંગ પર આવ્યો તેવોજ ચાંચાએ પોતાના વિશાળ પંજાથી સાવઝનો થાપો ઝીલી લીધો; ને સાવઝના બેવ પંજા કડેડાવીને મજબુત પકડયા. શાર્દુળો ખીજાણો ને વગડો ધ્રુજે એવી કારમી ત્રાડ નાખી, ને ગુફા જેવું મોઢું પખતું કર્યું. પણ બળવાન ચાંચાએ કોઇ ફુલદડો ફેરવે એમ એ સાતહથાને વળાંકે લઇ ચકરીયે ચડાવ્યો. વનનો ધણી ચાંચાનુ બળ માપી ગયો; ને મંડયો પછાડીયું ખાવા, પણ બહાદુર ચાંચાએ સાવઝને કનડી કનડીને લોચ કરી નાખ્યો. સાવઝનું બળ જ્યારે થાકે પડયું; ત્યારે ચાંચાએ સાવઝનું મોઢું પોતાની બગલમાં દબાવ્યું.

ને બેય પંજા એક હાથમાં મજબુત પકડયા એ કેસરી-સિંહ આ નર કેમરી આગળ બકરા જેવો થઇ ગયો ચાંચાના લોટા જેવા શરીર ઉપર પણ લોહીની ધારાઓ ચાલી જતી હતી, પણ વીર પરમારે એને ગણકારતા સાવઝને હમર-ડીને ગામ તરફ ચાલવા માંડ્યું.

૩

ગામ વચાળે ચાચો વનરાજને વમડતો ચાલ્યો આવે છે. પાછળ માણસોની મેદની બીતી બીતી આ કૌતક જોતી આવે છે. સાવઝ રણુ બરાડા પાડતો દિશાઓ કંપે એવું ગાગરણુ કરી રહ્યો છે. ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભ ગળી જાય એવા હાકોરા દરબાર-ગઢમા સંભળાયા. સૌએ જાણ્યું કે ચાચો આવ્યો! આમ ધારીને સૌ ઉભા થઇ ડેલીએ આવ્યા, ત્યા તો ચાચો સાવઝના કાન આંબળતો ડેલી પાસે પહોચ્યો. છેટે બારોટ ઉભો ઉભો જોઇ રહ્યો હતો, ચાચાના આ શૌર્ય પર તેની છાતી ફુલાઇ રહી હતી. ત્યાં ચાંચાએ, બારોટને જોઇ પડકારો કર્યો :—

"લે બારોટ! લે, આ સાત હથો કેમરી સાવઝ ને માપી જો એની લબાઇ. ઓછી હશે તો વળી દાખડો માથે પડશે"

રાવણુભયા જેવા સાવઝને જોતા, ને ચાચાનો પડકારો સાંભળતા, બારોટની તો ખીચડી ઢીલી થઇ ગઇ. શરીરમાં મડયો પરસેવો છુટવા, તે વખાણુ કરતો બોલ્યો —

"વાહ! પરમારનો વશ વાહ! વાહ! ચાચારાજ વાહ! બાપ! તારી માતાએ તો તનેજ જણ્યો છે. મૌચાંડીક ખડકીને બડાયુ ફુંકનારા ક્ષત્રિયો તો આ કળજગમાં ઘણાય રખડે છે. પણ બાપ! ક્ષત્રાણીનુ ધાવણ ઉજાળનારો તો આ અત્યારે તને આજ જોયો. બાપ! ચાંચા. સાવઝને, મેસા માથે મંતાઇને પીજલેરે મારનારા તો શઠા ઘણાય જોયા. . પણ ચાંચા! તું તો:— ' '

નર પટાધર મરદ મુછાળો
લંબ બાવડલે શુર છોગાળો.
ચાંચા! તું બંકો બજરંગ
તું પડકારે ધ્રુજે બ્રેહમંડ
બાપ! તું ઉજળ પરમાર
માથે રાજપુતી વરનાર
ચાંચા અવનીમેં તું એક
વટવાળીને રાખી ટેક.

બાપ! ચાંચા!! આજ તો તને જોઇ છાતી ફાટું ફાટું થાય છે. અવનીમાં તું જેવા મરદ પડયા છે ઇ જોતાં આજ દૈયું હાથ નથી રે'તું. આજતો:—

ચાંચા! રખ્યો વેણુ કેસર ઝલ્યો કાંન.
પોંચ્યો પરમારા ઘણું હવે રમતો મેલેરાન.

બાપ ચાંચાજી! દેવકુળના દેવ અવતાર! માનવ કુળના શૌર્ય દિવડા! વેંણુ પળ્યું. ને હવે એને વગડા ભેગો કરીદે બાપ! એથી નથી જોયું જાતું.

શૌર્યથી છલકાતા ચાંચાએ ઝડપ સાવઝને પાછો ખેંચ્યો, ને સૌના આશ્ચર્ય તેમજ "રંગ રંગ"ના પોકાર વચ્ચે; ચાંચોજી સાવઝને પાછો જંગલમાં મુકી આવ્યો.

    

પુર્વના પ્રતાપી પરમારોના પ્રખર તેજની આ શૌર્ય કથા, શું ભારત વર્ષના શૌર્યવંતા જીવનની, અને વડવાઓની જીવન જીવી જાણવાની એક અમુલ્ય કળાની સ્પષ્ટ રેખા નથી બતાવતી!

આજે શૌર્યની પરિક્ષા કરીને ક્ષાત્રવટ માપનારા બારોટો આથમ્યા છે. તેમજ એજ પ્રતાપી પુરૂષોના સંતાનો પાસે દોદ

હાથ જેટલી પણ જમિન રાજ્ય સત્તા એ નથી રહેવા દીધી. આખરે એ વીર-પ્રજાનું; ત્રણ કેદીઆનું પસાયતાપણુ કરવામાં અને રખડી ખાવામાંજ અધઃપતન થઇ રહ્યું છે

ઓ ભારત વર્ષના ભવ્ય ભુતકાળના વીર આત્માઓ ! જાગો જાગો અને તમારા પુત્રોની કરૂણ દશા પર; તમારૂં તેજ વર્ષાવી તેને પુનઃ સચેતન કરો.



## જતયડાનો ઘા

**હુસન** ને **નોંઘણ** બેય ભાઈ. જાતે મીયાણાં પાંચ દશ માણસો લઈને **પાંચાળના** ગામડાઓમાં ચોરીયું કર્યા કરે. આવતા જતા કોઈ 'એકલ ડોકલ' ને લુંટતા ફરે નાના નાન ગામડાઓનાં ઢોર માલ વાળી જાય. અને વખતે ગામમાં પણ ખાતર પાડી જાય. આવા આ જોધ જેવા બેય ભાઈઓએ 'ચોટીલા' ને પણ કનડવા માંડ્યું.

એકદી' આ બેય ભાઈઓ; ચોટીલા પાસે આવેલ 'દુધેવી' ગામ ઉપર ઉતર્યા; અને જામતી મધરાતે, પાદરમાં આવેલ એક ચારણના નેસમાં ઘુસ્યા. ઘરમાં ચારણ એકલો હતો છાતી માથે હાથ મુકી નીંદરડી માણી રહ્યો હતો. એવામાં આ મીયાણાંનો સંચર તેને સંભળાયો જાગ્યો. જોયું તો કાળમુખા મીયાણા પણ ચારણ રહી ન શક્યો ને પડકારો કર્યો. મીયાણાંઓ ચારણનું ડાચું બંધ કરવા તેના ઉપર ધસ્યા એકલા ચારણે ઘડીકતો સામી ઝપટ લીધી, પણ જમના પાડા જેવા મીયાણાંઓએ તેને પાંચવડીયે બાંધીને કોઠીમાં પુર્યો.

ચારણના ઘરમાં તો જોકે રાંદલમાં હડીયું કાઢતાં હતાં, તોય થોડા ઘણાં ડામ, એકાદું રૂપાનું ઘરેણું, ને બીજું કાંઈ એવું મટર પટર વિગેરે લઈને મીયાણાંઓ ભાગી ગયા.

સવારે પાડોશના વાડાંવાળા માલધારીયો જાગ્યા; ને ચારણનો કંઠટાનો સાદ સાંભળી તેના નેસમાં આવ્યા. એયું તો કોઠીમાં ચારણ કોણીયું ઉછાળી રહ્યો હતો. સૌએ ભેગા થઈ ચારણને બારો કાઢયો, ને ચારણે પોતાની વિતક વાત રજનું ગજ કરીને કહી. અને એજ ઘડીએ ચોટીલાના દરબારો પાસે ફરીયાદે જવા પોતે સાબદો થયો.

× × × ×

ચોટીલામાં દરબાર એભા ખાચરની ડેલીએ ડાયરો જામ્યો છે. લુણો ખાચર, જીવા ખાચર, બીજા પટગીરો, ઘાઘલો, વિગેરે અલક મલકની વાતો કરતા બેઠા છે. માળવી અફીણના લાલ કસુંબા ઘોળાઇ રહ્યા છે. શેરડીના રસમાં કેળવેલી બજરના હુંગા ફુંકાઇ રહ્યા છે. એક બીજાને ઘોએને ખોબે કસુંબા આપતા "ભણે સુરજ નાયની ધરાઇ, આટલો તો લઉતીઓ" "હાં રંગ છે સુરજના નામને ચડવા જેટલા અમલ મે તે કાણો વધારે?" આમ એક બીજાને કસુંબા પાઈ રહ્યા છે. આ ટાણે એક અંધાણી ગઢવો પણ ખોબલો ભરતાં ગર્જ્યો:—

' ભલે! કસુંબો ભલે!

અમલ પીઓ ઠકકરો, માતા યાં ગા મલ્લ
'પુરણ હારો પુરશે, જખ મારે જેમલ્લ.

આધો ચણો અમલરો, ખુમાં મરદારો ખાજ;
ગોળા ગળે ગોલકાં, લગરીયે નહીં લાજ.

અમલ શાહો રાવતે, અમલ શુરા ખાય;
લુબો ભોજન નાર કુભારજા, તાંઘર અમલ કહાય.

બલહારી બંધાણીઆ, ગુઢા ને ગરવા;
હાલે તઈ ચટામટાં, પણ માલીકોર અંનરવા

પીપી ઘણેરા વલહા, ભર ભર તાંસળીયાં;
થારા પીધા મેં શીલશાં, કર કર કાંતણીયાં

કાંતણુ પીજણુ જે કરે, નાંદારાંરી નાર;
મારા પીધા મેં શીલશાં, મરજાસાં સમદર પાર.

સોપ્રીડારી નાર, નત ઉઠી ઝઘડા કરે;
તારા ને તું વાર, મારાને <u>પીધે</u> સરે

પોઢે તઈ પલંગપર, સુંગ જેતરો માફ;
માવે અમલ આરોગતાં, તીન હજાર તલાક

"રંગ છે ગઢવા! રંગ છે અમલરા બંધાણીને. તીન હજાર તલાક એક માવે મેં તો." ડાયરમાંથી એક કાઠી બોલી ઉઠયો ગઢવે ઘોળલો ગટગટાવી બીજો ભર્યો. ને વળી વાણીને વેની મુકી:—

હેતુ, મૈત્રી, મોબતી, મેળા, વેળા, માફ;
માવે અમલ આરોગતા, તીન હજાર તલાક

આકુ વટણુ જોગ પંથ, શુરા હુંદા કામ;
કાયર ખડગ ન વાવરે, વેશ્યા ન દેવે દામ.

ગઢે સોહે કંગરા, હથીયારૂંમાં ઢાલ;
સાદામાં અમલી ફરે, જેમ મોતન મેં લાલ.

ગઢવે બીજો ઘોળસો પણ ગંગા જળ ઘેલા વૈષ્ણવો જેમ ગંગાજળ પીએ તેમ ચડાવ્યો, પાછી ડાયરે તાણુ કરવા માંડી ને

વળી એક ઘોઘંઘો ગટને લીધો, "અહં અહં" કરીને ખોંખારો ખાતાં, વાણી વાવરી:—

જીવો ત્યાં લગ ભરપીયો, ગોળા સમેળા હોય;
પછી દેશે ટબુકડાં, ભર્યા ન ઢોળે કોય.
અમલ પીયો પ્રિતે કરી, ખોંખારો પડકાર;
કાંટો આણ્યો શુરનો, કોઇ હણીંયે હજાર

આમ કસુંબાની રેલ છેલ થઇ રહી છે. એક બીજાને સમ મગરા દેવાઇ રહ્યા છે. ત્યાં દુધેલીનો ચારણ ડાયરામા આવ્યો. અને ચારણ પર ડાયરાની નજર પડતાં, બે ત્રણ જણા બોલી ઉઠયા:—

"આવો, ગઢવા આવો, ભણેં કીસેં રેતાં મો બા?"

ચારણ કહેવા જતો હતો; ત્યાં જેઠા ખાચરજ બોલ્યા:—

' આતો દુધેલીના દેન, આવો આવો, લ્યો કસુંબા લ્યો "

લાગ જોઇ ચારણે તીર ફેંક્યું:—

"લઉરીયા કસુંબા દરબાર! કસુંબા તે કેંના લેવા!"

ડાયરો ચમંક્યો એક ધાધલે કહ્યું:—

"કેમ બા! કાંઇ દખ લાગ્યું તો નસેંને ભણે આવું સબળ ભણુતોસાં ચારણ!'

"માથે ધણી નઇ, તે દખતો લાગેજને બા." ચારણે ઉભા ઉભાજ કહ્યું

"તમેં અમને મુવા જાણ્યા એમ ગઢવા !" એણે કહ્યું.

'તઇ હુજો કાણું ? ભણે ધણી જીવતા હોવે તો ચારણના ખોરડપર આવો ગજબ ઉતરે !"

"કાણું હુવો છે ગઢવા ! જરા ધીરપ રાખીને તો કે"

ગઢવો હેઠો બેઠો ને બોલ્યોઃ—

"બાપુ ! આ હસનીયોને નોંઘણીયો કાળી રાતે આવીને મોળા ઘરમાં ગજબ ઉતારી ગીયા. આ ગરિબના ઘરેણાં તો વઉ ગીયા પણુ રોટલાય લેતા ગીયા. તમું જેવા અમાણે માથે ધણી ને આ કાળો ગજબ ઉતરે; તઈ તો થઇ રીયું. સુરજના વંશમાં કાંક ફેર પડયો ક'વાય"

"હાં, હાં, ગઢવા ધીરો થા. ઇ ગોલકીના તે કેટલેક જાશે ! આજથી ત્રીજે દી'ઇ બેયને નો ગુડી નાખીયે તો અમારા માથે સુરજ નાથની ધરાઇ. રાંડનાએ ઉપાડા લીધા તા." જેઠા ખાચર પડકારી ઉઠયા "

ચારણનું હૈયું હરખાણું ને બોલ્યોઃ—

"હો તો દરબાર તરો ? દેશમાં ડંકા વાગે."

× × × ×

બીજેજ દહાડે દરબારે વાવડ મેળવ્યા કે હસનને નોંઘણ પોતાના માણુસો સાથે 'સાંઢડીયુંના ગાળા'માં રોકાણા છે. તરતજ કર્યો પડકારો ને માણુમ થઇ ગયું ત્રીસ ભેગું દેશળજી, ઘર્પાજી, ખાનજી વિગેરે શુરવીર ગરાસીયાઓ ને સંધીઓ પણુ

બેઠા હતા. એટલે જેઠો ખાચર આ વાર લઈને ચડયા. ને સમરે સમરે ઘોડા તગડયા.

જ્યાં સાંઢડીના ગાળા પાસે વાર પહોંચી, ત્યાં ધાર ઉપર બેઠેલ 'નજરીયા' એ મીયાણાને ચેતવ્યા, ને તરતજ સૌ ત્યાંથી ભાગ્યા. દરબારે પણ વાંસે ઘોડાં તબડાવ્યાં.

મીયાણાંના માત્ર દશબાર જણજ હતાં; એટલે આડા અવળા નાશે, ને સંતાતા જાય. ઘોડાંને આંબવા દીયે નહીં. જેઠો ખાચર પણ કેડો મુકે નહીં, આમ કરતા કરતા ઇ મીયાણા 'કાંધાસર' ની સીમમા થઇ 'રાજાવાડ'નો માથે ઉતરી, 'વળાંકીયાના ગાળે'થી આડા ફાટી, સીધા 'અનળગઢ' ઉપર લંભાણા. આટલા ગાળામાં ઘણાં ખરા મીયાણાંના જણ છુટા છવાયા પડીને સંતાઇ ગયા હતા માત્ર હમન ને નોંઘણ બેય ઓવડી દોડયે જતા

આ બેય લોંડકા ભાઇ ઘોડાંઉને આંબવા દીએ નહીં. લોકીયું લેતા જાય. જામગ્રીના ભડાકા કરતા જાય ને આડ ફેરે ભાગતા જાય. વાંસે ડાયરો પણ કાયો. પણ કઇ મેલે નહીં ને લાગ્યા વાંસે. આવી રસાકસી જામી, ત્યાં બરોબર 'અનળગઢ' ની 'અધોળ' મા મીયાણાં પહોંચ્યા; ને વારને ને મીયાણાંને 'નજર વેંત' થઇ ગયું.

આ ટાણે એક ખેતરમાં પડખેનાં 'નાવા' ગામનો ગોબર રબારી શાળાં ચારે. દરબારે તેને જોયો. મીયાણાં પણ ઇ ખેતર પાસેથીજ નિકળ્યા. દરબારે હાકમારીઃ—

"એ ભાઇ દે, દે. તારો બાપ ભાંગ્યે જાય. રોક રોક આડો પડ."

પડકારો સાભળતાંજ રબારીએ કેડેથી ' જતયડું ' છોડયું. અને શેર જેવડો કાળમીંઢ લોઢણીયો પાણો જતયડામાં ચડાવી, ચકકર ચકકર ચાર આંટા ફેરવી ધમમમમમ કરતો ઘા વેતો મુકયો આવતાને ચોંટયો દોડના હસનની ' પાટ 'માં. ધબ દઇને દોડતો હસન બેસી ગયો ને દોડતા નોંઘણને કીધું:—

" એ ભાઇ! હવે અલ્લાબેની ઓલ્યા રબારાએ મારા તો પુરા કરી નાખ્યાં. બે આ પગ તોડી નાખ્યો. "

" તારી માનો રબારો " આટલું કહી નોઘણે રબારી સામે જામગ્રીવાળી કાળમખીનો ભડાકો કર્યો, આવતાકને ગોબરની છાતીમાં. ધડીંગ દઇને ગોબર દોઢ હાથ ઉછળી પડયો અને નોંઘણ પોતાના ભાઇને ખભે ઉપાડીને ભાગ્યો.

રબારીને પડતો જોઇ ડાયરો પણ ખેતર તરફ વળ્યો. એને પાટા પીંડી કરવા ઘડીક રોકાણાં પણ આખરે ' ગોબર 'નાં તો રામ રમી ગયા તરતજ એક માણુસને તેનું મડું સંભાળવા રોકી; પાછા પોતે એ બેય ભાઇની વાંસે પડયા.

નોંઘણીયો રાણીયા ગડબે' જઇને ભરાઇ બેઠો. દરબારે ઘોડાં ' પાઠી ' લીધાં. નોઘણને નાશવાનો કારસો ન રહ્યો; કારણ ડાયરે બેયને ' બેરાંઠી ' લીધા. તરતજ જામગ્રીની " સુડીંગ સટાક સુડીંગ સટાક " કરતી, સમાકા મારતી, તાળીયો પડવા લાગી. પણ દૈવયોગે નોંઘણની જામગ્રી બાજુના પાણીના ખાડામાં પડી જવાથી ઠરી ગઇ, ને નોંઘણ થઇ ગયો ખાલી. લાગ જોઇ આ ડાયરો પણ એના ઉપર ધસ્યો, ને બેય ને ગુડી નાખી પરજે- પરજા કરી નાખ્યા

× × × ×

ફતેહ કરીને જેઠા ખાચર પાછા વળ્યા. પાછળથી એ બેય

ભાઇના વેરણ છેરણ શબને એમના સાથીદારોએ ગોતીને દફન કર્યાં.

+ + + +

**જતપડાનો થા** કરનાર, 'નાવા' ગામના એ રબારીનો સગો ( પાળીઓ ) આજ પણ ભૂતકાળનો એ અણુઊકલ ઇતિહાસ દાખવતો 'થાન અને 'ચોટીલા'ના માર્ગ વચ્ચે ખડો છે.

+ + + +

ચોગીવામા રાહ જોતો ચારણ પણ પોતાના લુટનારનું મોત સાંભળી હરખાણો અને પ્રજાની પીડ સમજનાર ગામ ધણીના જેકારા બોલાવતો પોતાને ગામ ચાલ્યો ગયો



## પ્રણય પંથે
અને
યુગલનું બળીદાન

(૧)

નાગમદેનુ રૂપ એટલે તો આડો આંક. કોણ જાણે કઇ ઘડીએ બ્રહ્માએ તેને ઘડી હતી, કે સારા સંસારમા નાગમદેનો જોટો મળવો દુર્લભ તેના રૂપ ગુણ માટે લોક કવિઓ કવતા કે—

નાગમ તારા શરિર, જાણૅયે બીજો સુર,
ઝળકે મુખડે નુર, અણબોટ્યા યૌવન તણા

[નાગમદે ! તારા દેહનાં તેજ એટલે સુરજનાં તેજ. વળી તારા મોઢા ઉપર તો જોબનના અણબોટ્યા કોઇ નુર ઝળહળે છે, એટલે સુરજમાં કોમળતા નથી એવી કોમળતા તારા વદન પર છે.]

કામણગારી દેહ, નેણા કુમ કુમ લોળ,
હૈયુ હવે હિલોળ, નાગમ મુલ મપાય નહી

(તારી દેહ કામણગારી છે નયનો યૌવનનાં રંગથી કંકુ વર્ણા ખુમારી ભર્યા છે અને હૈયુ તો જોબનના મદથી હીલોળા ખાઇ રહ્યું છે નાગમદે! ત્હારા રૂપની કિંમત નથી આંકિ શકાતી]

ઢાળી દનીયાં બધી, પણ નાગમ વાવડેલ નહીં:
એનોય જોટો એક, અમને જડેલ નહીં.

[ દુનિયા આખી ઢાળી મારી પરંતુ નાગમદે જેવી બીજી કોઇ સુંદરીના વાવડ ન મળ્યા. એનો જોટો ન જડયો અર્થાત સુંદરતામાં નાગમદે અજોડ છે. ]

મીઠી મોહક ચાલ, ઓળા પડતા રૂપના;
નાગમદે નહીં બાળ, આભેથી અપસરા ઉતરી.

[ તેની ચાલવાની ગતી મીઠી અને મોહક છે. સૌના તો દેહનાં પડછાયાં પડે. પણ નાગમદેના તો રૂપના પડછાયા પડતા. એ કાંઇ સાધારણ બાળકી નથી, માનવ કન્યા નથી. પરંતુ કોઇ આભેથી ઉતરેલી અપસરા છે, કોઇ દેવ કન્યા છે. ]

નાગમદે ગોરી ઉજળી, સોટા જેવા શરિર;
ચળતા ધીરને વીર, ઇ નજરૂં નખાય નહીં.

[ તેનો વાન ગોરો છે. ઉજળો છે. તેના દેહનો ઘાટ સીધો સોટા જેવો છે. એ પ્રમાણબદ્ધ દેહને જોઇ, મોટા ધિરજવાન અને વીરનરો પણ ચળી જતા અર્થાત એના રૂપ પર નજર નહોતી નખાતી ]

નાગમદેનાં વેણ, હૈડા સોંસરવા ઉતરે;
મીઠડાં એવાં કેણ, બીજે સુણેલ નહીં.

[ તેની વાણી એવી મીઠી અને મધુરી છે કે કાળજ સોંસર
ખુંચી જાય-હૃદયને એટલી ગમે. એટલે એના મધુર વચનો બીજે ક્યાય નથી સાંભળ્યાં ]

કાયા કોમળ વેલ, રંજે રીસામણી સાંભરે
વેંતી રૂપા રેલ, નાગમદેના નેહમાં.

[ એની કાયા તો કોમળ વેલ જેવી છે. તેને જોતાંજ રીસામણીનો છોડ હૈયે ચડે. રીસામણીને આગળી અડાડતા તે કોકડુ વળી જાય. તેને બીજાનો હાથ ન ગમે, નાગમદે પર પણ કોઇની નજર ન નખાય. વળી જયા નાગમદેના રહેઠાણ હોય ત્યા તો સૌન્દર્યની નદીઓ વહે, અર્થાત જયા નાગમદે ત્યાનું વાતાવરણ પણ એવું સૌન્દર્ય વંતુ. ]

કંકુ ભર્યાં પગતળાં, ને હીરા રોકાં રૂપ;
માણેક જેહા નખ સોહતા નાગમ નમાવે ભૂપ.
નમાવે ભૂપ તે લળી, પગ આંગળીયો ચંપા કળી,
ફરતી કેસર વરણી કળા, ને કંકુ ભર્યા પગતળા.

[ પગના તળીયા તો કંકુથી ભરેલાં છે. ને રૂપ તો અણમુલ હીરા જેવાં. લાલ આછા માણેક સમા તો નખ શોભી રહ્યા છે. જાણ્યે મોટા મોટા રાજાઓને કેમ એ ચરણોપર નમાવી દેતા હોય ( એવું એ નખમાં અભિમાન છે—આકર્ષણ છે. ) વળી પગની આગળીઓ તો ચંપાની કળીઓ સમી છે જાણ્યે કુંકુમ ભર્યા હીરા સમા ઉજળા, લાલ માણેક સમા નખથી શોભતા પગના ફણાં ફરતી કેસરની સુદર કળા કેમ કરી હોય ! ]

નાગમદેના રૂપ ગુણ માટે તો આવા અનેક દુહા સોરઠાઓ બોલાય છે. આવી રૂપરૂપના પુંજ સમી નાગમદેના બાપનું નામ **કાનસુર.** જાતનો આયર સાખે 'બેડા.' ને કચ્છ-વાગડમા કાનમેર નામના ગામમા રહે. ઘેર દાયણીઓ જેવી, મદવાળી, ભમ્મર ગુંથેન લાલ આખોવાળી, ત્રણ આંટા વળ લઇ ગયેલ

શીંગડાવાળી ને મણુ મણુ દુધના આઉવાળી ભેંસો તો એવુ નાગમ જેની માતા હતી મરગાપરમા એટલે નહાન પણથી નાગમ તેના માથે ઘરના બધા કામ ભાર ઉતરેલા પણ નાગમદેમા એવુ રૂપ હતુ, જેટલી રૂપાળી હતી તેટલીજ લોડમાઇ પણ હતી-તાગત પણ હતી એટલે બધો બધો ભેંસોની સાચવણમા એ શેની હટાળે !

એક વખતે કચ્છમા દુકાળ પડયો ઢોર ઢાખર મરવા મંડયા ખડ નહીં દાણો નહીં પાણી નહીં કાનસુર પણ આ વખા મા ભપડાણો એની ભેસો એવુ તેમા સૌ ઉપર તો દુઝણી હતી એટલે આ દુકાળ ઉતારવા પોતાના બે ચાર માથી ઢોરોને લઇ માથે મનળો બાન માલ લઇ કાઠીયાવાડ તરફ ઉપડયો અને આગ્યો ' સવીયાણા ' ગામને પાદર સવીયાણ ધમ્મર બાગાના પુત્ર નાગમવાળાનુ ગામ કાનસુરે અને તેના સાથી ઢોરોએ સવીયાણાને પાદર પોતાના નમડા નાખ્યા કાનસુરને ઘરમા એક નાગમદેજ હતી પણ બીજા આયરો, ગૈરા ડોકરવાળા બહોળા કુટુંબી હતા એટલે સવીયાણાને પાદર એક નહાનકડુ એવુ ગામડ વસી ગયુ આ બધા આયરો સવીયાણાની સીમમા ભેંસો ચાર અને ઘી બધુ ગામમા જઇને વેપારીને દઇ જાય

સવીયાણાનુ પાદર કોઇ ગામણગાર હતુ બારેય માસ લીલપ રહે લીમડા પીપળા, વડ આમલી જાબુડા વિગેરે ઝાડવાઓની ઘટાથી જાણે જાણે અમરાપુરી ! ગામ પણ સાધારણ મોટુ

સવીઆણ-સરીધાર, નગરમા ને' ચળ ભલુ,
બજાર હાટ બજાર, રજવાડુ રીધે ભર્યું

[ સાવરકુંડલાના હોકાટાથી પડેલ । પાડતી સરીધાર । શીધાર ) ની તળાટીમા આવેલ સવીયાણ, જ્યાંની હાટડીઓને બજારોથી

શોભી રહ્યુ છે. ઇ રજવાડુ રિદ્ધિ સિદ્ધિથી ભરપુર છે. શહેરોમા સુંદરને શોભીતુ છે ]

> સવીયાણુ કોઇ શે'ર, મલકમા ચાવું નથી,
> કુદરતની મીઠી મે'ર લીલપથી જાવું નથી

[ સવીયાણુ કોઈ અજબ ગામ છે. સારી દુનિયામા, આવુ કુદરતની મીઠી મહેરબાનીવાળુ લીલપથી નીતરતુ લીલમલોળ સવીઆણુ મળવુ દુર્લભ છે ]

> સવીયાણું સરીધાર બેય તરોવડ ટેવીયે;
> એકે વણુજ વેપાર, બીજે મરમાળા માનવી.

સવીયાણુ ને સરીધાર (જ્યાં આયરોના નેસ હતા) કોઇ અજબ બે હરીફ છે, કારણ કે સવીયાણુાના વેપાર રોજગાર માણુસનાં મનને હરે છે, ત્યારે સરીધારની તલાટી, મરમાળી મોધેરી નાગમદેના રહેઠાણુથી માણુસના હૈયા હરે છે–પોતા તરફ ખેંચે છે. ]

આવા અમરાપુરી જેવા સવીયાણુાનો માલિક નાગવાળો. તે પણુ રૂપ રૂપનો કટકો જાતનો કાઠી. બાળપણુમા લગ્ન કરેલા. મેર આસણદે નામનો નાર. પણુ જોડી નહીં. એક બીજાના હૈયાનો બરોબર મેળ નહીં આથી નાગવાળાનું અંતર બળ્યા કરે. ભલા! હૈયાના મિલન ન હોય જ્યાં, ત્યા તો ઉરના ભડકાજ હોયને! એતો કહ્યુ છે કે —

> મવડે માળો ન ઘાલીયે, લીંબડા લે'રે જાય,
> જોડ કજોડાં જોડતાં, ઉરમાં લાગે લાય

[ મહુડાના ઝાડપર માળો ન હોય, અને સીંગડા પણ વાયુની લ્હેરોમા હિલોળા ખાય, એટલે ત્યાં પણ માળો ન ટકે એવી રીતે કજોડાની જોડ જોડતા એક બીજાના હૈયામા હોળીયો સળગે. આ દુહો શું આજના રૂઢીના ગુલામ બનેલ પાગળા સમાજને ખામડા નથી ઠોકતો? ]

ભલો ઘોડો પણ દુબળો, નગર ભલાં પણ દુર,
નાનો જેનો નાવલો, તેને દુઃખ ભરપુર,

[ જાતવંત ઘોડો હોય પણ દુબળો, શહેર તો ઘણુંય સારા હોય પણ છેટે. ધણી જુવાન તો થાશે પણ ખરે ટાણે ન્હાનો એ બધાં શા કામના? એના હૃદયમાં તો દુઃખડા ભરપુર ભર્યા હોય ]

સરખી હેલી નાં મળી, મળ્યાં કજોડા જુત,
જીવતાં જંદગી બળી, આ નસારે સુખીયા

[ સરખે સરખી જેને જોડ નથી મળી, એવા કજોડા યુગલોની જીંદગી તો જીવતાજ રાખ થયેલી જાણવી ]

બળદનો ગુણ તો ગયો, (કે) જોડ કજોડાં જુતો,
મરદનો ગુણતો ગયો, (કે) સોડ કસોડા સુતો

[ નબળા બળદ સાથે સારો બળદ યા અપલખણા બળદ સાથે સારો બળદ જો જોડવામા આવે, તો તેનો ગુણ જાય. તેમ કસોડે સુવાથી મરદનો ગુણ પણ નાશ પામે ]

નાગવાળાનું અને આબહુદેનું પણ આવુજ કજોડુ હતુ.

(૨)

એક દી સરીધારના નેસડાઓમા આયરોની હજામત કરવા, નવીયાણાનો વાણંદ આવ્યો સૌનાં વતા કરી રહ્યા પછી નાગ મદેએ નખ ઉતરાવ્યા નાગમદેનું અથ ગ રૂપ જોઇને વાણંદ ચમક્યો મોતી જેવા નખ નીરખી વાણંદનું તો ખસી ગયું. નાગમદેના સૌન્દર્ય પર તે નજર ન ઠેરવી શક્યો. તેની હલકી આખ્યો ગળવા લાગી નખ લઇને તે ઉઠયો બ્હાર આવી નાગમદેના નામ વિગેરેની હકિકત પણ મેળવી અને હરખાતે હૈયે તે ગામમા આવી સીધો નાગવાળા પાસે ગયો નાગવાળાએ કહ્યું:—

"કેમ એલા! કટાણે ?"

હજામે કહ્યુ —

'બાપુ! એક વાત કહેવા આવ્યો છુ આપણી સીમમા સરીધારના પડખારે કચ્છના આયરો નેસ નાખીને પડયા છે એમા એક કાનસુર નામના આયરને ત્યા એક સોળ વર્ષની નાગ પદમણી રોકી, નાગમદે નામની જુવાન છોકરી છે. પણ બાપુ! એના રૂપ! ઓહોતે અથાગ, ઇ સુદરીની જોડી પણ ન જડે

કાળી હુલસને કટેસરી, કાપડ લીલુ કાચ,
સુરજ સાચો સાચ, ભાણુ થભાવ્યો નાગમે.

બાપુ! આવા અથાગ એના રૂપ છે,

નાગવાળો એક ધ્યાને સાંભળ્યે જતો હતો. હજામે ફરી કહ્યુ:—

"બાપુ! એની મદભરી હાલ્ય, એની આખ્યુ ના તેજ, એના

રૂપના ઓળાયાં. એના ફુલ જેવા લીસા હાથ બાપુ! કળાય થાય નથી. આ એના નખ તો જુવો! જાણ્યે હીરાના કટકા!!"

નાગવાળાએ નખ હાથમાં લઈ કહ્યું —

'આવી રૂપાળી છે એમ ? શું પરણેલ છે ?"

હજામ—

'ના બાપુ! ઇ મેં નથી પુછ્યું. પણ લાગે છે કુંવારી."

થોડી વારે નાગવાળાએ તેને વિદાય કર્યો અને મ જે પોતે બણી ઠણી 'મુળકી' ઘોડીપર અસ્વાર થઇ, મુગ્ગીને નચવતો નચવતો આયરોના નેસ તરફ ચાલ્યો.

નાગવાળો પણ જુવાન હતો. રૂપાળો હતો તેની સુંદરતામ શૌર્ય ઝગહગતુ. તેના મોઢાની પ્રચંડ ભવ્યતા કોઇ દેવ જેવી લાગતી નાગવાળાની સુંદરતાનાય પણ બધે વખાણ થતાં.

ધરણી મંડળ મેહ, આસામંડળ વિજળી,
એમ નારીમા નાગમદે એમ નરામા નાગડો.

[ધરણીનું રૂપ વરસાદ છે ગગનનું સૌન્દર્ય વિજળીનો ચમકાર છે. તેમ નારીઓમાં શ્રેષ્ઠ નાગમદે છે અને નરમાં ઉત્તમ નાગવાળો છે.]

આયરોના નેસ તરફ નાગવવાળો ઘોડી નચવતો નચવતો આવ્યો પાણી ભરીને નાગમદે નેસમાં જતી હતી, આ ઘોડાવાળા જુવાનને જોઇ તે થંભી. નાગવાળો પણ સ્થિર નજરે નાગમદેના નમણા રૂપને નિરખી રહ્યો. આંખ્યો મળી. નાગમદે પ્રછ."

"દામનિ જયોં સુદમક ગઈ ચિત્ત,<br>
                    દો ઉન કે સુ ચમક લગી<br>
હોત નહી બિરહાનલ ઉદિત,<br>
                    પ્રેમ જરીક જગી ચિનગી '

[ ગગનમાં જેમ વિજળી ચમકીને છુપાઇ જાય, તેમ નાગમ-દેની નજર નાગવાળાના હૈયાને ભેદી પાછી વળી ગઇ, શરમાઇ ગઇ, આથી બન્નેના હૃદયમા ઝણુઝણુાટી થઇ અને આ પ્રથમ દ્રષ્ટીએ વિરહાનળતો ન પ્રગટયો પરતુ પ્રેમની આછી ચિનગારી જગી ]

'આવો બાપુ' આવો આજતો અમારા ઝુંપડા પાવન કરી ગીયાં."

ઘરમાંથી ધડકલી લાવી ખાટલા પર પાથરી દીધી. અને નાગવાળાને બેસાડ્યો. નાગે કહ્યું:—

"તમારે કાનમેરમાં દુકાળ પડ્યો છે!"

"હા બાપ! તઈંજ આંઈ આવવું પડ્યું ને.'

"એમાં શું! આતો તમારૂંજ ગામ છે." નાગવાળાએ પોતાની ઉદારતા દર્શાવી. બીજા આયરોએ પણ નાગવાળાના વખાણ કરી નાગને નવાજ્યો.

કાનસુરે, ઓસરીની કોરે ઉભી રહીને નાગવાળાને નિરખતી નાગમદેને બોલાવી, અને કહ્યું:—

"બીન! જા કુંઢીના દુધનું તાંસળુ ભરી લાવ્ય."

નાગમદે બોઘરડું લઈને વાડામાં ગઈ પાડરૂ છોડી, કુંઢીને અકોરી, પારહો ચડાવી, દોવા બેઠી. થોડી વારે બોઘરડું અને તાંસળું લઈ પોતાના બાપ પાસે આવી. કાનસુરે તાંસળું ભરીને નાગવાળા સામે ધર્યું. નાગવાળાએ એ મીઠી મેમાનગતી સ્વીકારી, અને દુધ પીધું. કાનસુરના અતિ આગ્રહને વશ થઈ નાગવાળાને એવાં ત્રણ તાંસળા દુધ પીવું પડ્યું. થોડીવારે નાગવાળો ઉઠ્યો. અને જતી વખતે પોતાની સીમમાં વસવાટ અહદનો વેરો માફ કરતો ગયો. આથી એ આયરોનાં હૈયાં હરખાણાં. નાગવાળો પાછો ઘોડી નચવતો નચવતો ગયો, હૈયું ગુમાવીને ગયો, હૃદયમાં કંઈક સ્થાપીને ગયો. નાગમદેની પણ આવીજ દશા થઈ.

( ૩ )

નાગમદેના નેસડામા દિલને ગુમાવી નાગવાળો પોતાના મોલે પહોંચ્યો, આલણદે આવી. કયાં નાગણ જેવી આલણદે ને કયાં હંસલી સમી નાગમદે.

દલ દઇ આવ્યો નાગ, નાગમદેના નેસમાં;
હૈયે સળગે આગ, આલણદેના નામની.

[ નાગવાળો નાગમદેના નેસમાં હૃદય તો દઇ આવ્યો પણ ઘેર પોતાની આલણદેને જોતાં હૃદયમાં બળતરાઓ થાય છે. ]

મને કમને ઘડીક આલણદે સાથે વાતો કરી છુટો થયો. અને અગાશીમાં જઇ એકલો સુતો, પણ ઉંઘ કયાંથી આવે ! ઘવાયેલા જીગરના આદમીને સ્વપ્ને પણ ઉંઘ ન હોય !

નેણું નીંદરડી નહીં, નજરૂમા નાચે નાગમદે;
રાતું વસમી થઇ, જુગના જેવી નાગને.

[ નયનોમાં નિંદ્રા નહોતી કારણ કે નયનોમાં તો નાગમદેની નમણી પ્રતિમા રમી રહી હતી. આથી નાગવાળાની રાત્રીઓ આકરી થવા લાગી યુગના જેવી લાંબી થઇ પડી. ]

બીજાને બાણે, લાગે તોયે લથડીયે નહીં;
નાગમદેના નેણે; ઘટડું તો ઘાયલ થયું.

[ બીજાના તીર લાગે, શરિર પર બાણોના વરસાદ વરસે— પણ કશું પાણું નભરીયે. પણ આ નાગમદેના નજર–બાણથી, આખું હૈયું ઘાયલ થઇ ગયું. ]

નાગવાળાની સ્થિતિ કાંઇ જેવી તેવી ન્હોતી:—

દન દન સવાયો સાભરે સાજણ તારે સ્નેહ,
સભારે હૈડાં બળે વણુધે વિરહે સુખીયે।

[ દિવસે દિવસે સજણા (વ્હાલાં) નો સ્નેહ સવાયો સાભરે છે. અને તેમ તેમ હૈયાની આગ વધતી જાય છે એવી રીતે વિરહમાં નાગવાળો વણુધી રહ્યો છે. ]

ગોરી તારા નયણુમા, અવગુણુ એક ઘણાહ;
ઉર લાગતાં શિયળાં, દહે વિદેશે ગયાંહ.

[ હે સુન્દરી ! તારા નયનનો એકજ અવગુણ એવો છે કે, જે ઘણાં અવગુણોની ગરજ સારેછે. તે એ કે ત્હારા નયન—મર હૈયામાં લાગે ત્યારે તો ટાઢા પણ તેજ બાણ, વિરહકાળ વખતે કાળજું કોરી નાખે છે ]

નાગવાળાની આવી દશા થઇ. તેના નયનમાં નિદ્રા ન આવી. ચેન ન પડયુ. નાગમદે નેણાંમાં નાચવા લાગી. આમને આમ પડખા ફેરવવામા આખી રાત ચાલી ગઇ. સ્હવાર થયુ. ડોનાગ વ્હેલો ઉઠયો અને પાછો ઘોડી લઇને આયરોના નેસ તરફ ગયો આયરો બધા 'પહરે' ગયા હતા. નાગમદે ફળીનું વાસીદું કાઢતી હતી. ત્યાં આ ઘોડી વાળા જુવાનપર નાગમદેની નજર ગઇ. નાગવાળાને જોતાંજ નાગમદેનો હાથમાનો સાવરણો પડ્યો એમને એમ સ્થિર થઇ ગયો હૃદયમાં ઝણુઝણાટી થવા લાગી, નયનો નીચાં ઢળી ગયાં. શકિતઓ સરવા લાગી ભાન ન રહ્યું નાગવાળો પણ નેણે નેણુ ઠેરવી સામેનાં ડુંગરાઓમાં જતો રહ્યો. નાગમદેના હૈયામાં કોઇ દી' ન અનુભવેલ પીડા થવા લાગી. પણ શું કરે ?

(૪)

વડલા હેઠળ વાવ, હાલેને હિલોળા કરે:
નાગમદે નાનું બાળ, 'ભેડા'ની પાસુંડ સરે

નમતા પહોરનો વખત હતો વડની ઘટાથી ઢાંકી નહેંન વડવાળી વાવે નાગમદે પાણી ભરી રહી હતી. વડની ઘટામા પંખીડાઓ મીઠા ગાન ગાઇ રહ્યા હતા આજ સમયે નાગવાળાની ઘોડીનો હણહણાટ નાગમદેને વાવમા પણી ભગતા સંભળાયો. હૃદયમાં રમી રહેલા નાગને જોવા તે ઉતાવળ આવી. જેયું તો, પોતાના હૈયાનો હાર એક બીજાને નિરખવામાં મગ્ન બનેલા આંખડીઓ એક થઇ. નાગવાળો ઘોડીપરથી હેઠો ઉતરી નાગમદે પાસે ગયો

નીચું જોઇને ઉભી રહેતી નાગમદેનું કડુ તને પકડ્યું, નહિ કોઇ શક્તિએ પકડાવ્યું કંઇક માગીને મીઠી વાતો નયનોની ભાવ ભરી રમતમાં થઇ ગઇ પણ સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે શરમાળ નાગમદે મુખથી કશું ન કહેતાં નયનો દ્વારા પોતાનું અંતર વ્યક્ત કરતી ઉભી રહી. સુભટ નાગવાળો એ નયન-શર ન ઝીલી શક્યો.

નયણ બાણ નારી તણાં, તીણા ખમે જિકોય.
પંડિત નય સુંદર ભણે, હું બલિહારી સોય

નારી-નયણે વેધિયા, લાગ્યાં અંતર બાણ;
તપેકો સુભટ નહીં તિશે, સાહમા મડે પ્રાણ

[ નારીના નયનથી ઘણાનો ઘાયલ થયા પરંતુ એવાં સુભટ પુરૂષો ઓછા હોય છે કે જે પોતાના મનોબળ રૂપી ઢાલથી એ નયનશર ઝીલી લઈ, સ્હામી શક્તિ ખરચે ]

વાળો નાગ ન સહી શકયો; તેને કહ્યુ —

કાળજડું કપાય, નજરૂ નીચી નાખમા,
હૈડું નાં અપાય, વડલે વાળા નાગનું

[ નાગમદે ! ત્હારાં નેણુ નીચાં ન ઢાળ એ શરમનો ભાવ-મ્હારૂ કાળજુ કાપી નાખે છે એમ મૌનપણે આહીં વડ નીચે ઉભા રહેતા, આપણા હૈડાં કયારે મળશે ? ]

નાગમદે વધુ શરમાણી વદનપર શરમની લાલી છવાઇ ગઇ હૃદયમાં રમતી વાત મોઢા ઉપર તરી વળી નાગવાળો તે કળી ગયો અને નાગમદેની કોમળ દેહ–લતાને પોતાના હૃદય–સરસી ચાંપી હૃદયમાં રૂંધાતો પ્રેમ એક થયો મધુર ચુમ્બનથી દિલની ગાંઠ બંધાણી મીઠી મીઠી વાતો પણ થઇ એક બીજાએ એક બીજાને ચાહવાના કોલ દીધા નાગમદેએ કહ્યુ.—

" વાળા ! મારી સગાઇ થઇ ગઇ છે પણ હુ નહીં પરણુ. મને મારા બાપની આબરૂ નડે છે નહીં તો દુનિયાની નજરે તને પણ મારો કરીને સ્થાપત '

નાગવાળાએ કહ્યુ

"પ્રેમ એજ સંસારના ખરા લગ્ન નાગમદે ! આપણે વિકારથી વેગળાં રહેશુ પાપ, વિકારને છે, પ્રેમને નથી "

" હા નાગ ! તારાં આ વેણુને સાચાં પાડજે પુરૂષ જાતીના સ્વભાવ ઉપર જાઇશમાં. સ્ત્રીઓ તો મનમાં જે ગાંઠ વાળે છે, તે મરતાય નથી છોડતી. માટે તારાં આ વેણુને પવિત્ર રાખજે. '

" નાગમદે ! પ્રેમને ઓળખે એને આ શિખામણ ન હોય ! પણ તુ ........ "

નાગવાળો પુરૂં બોલવા જતો હતો, ત્યાંજ નાગમદેએ તેના ગાલપર ટાપલી મારતા કહ્યું:—

"પુરૂષ ! નાગમદેનું હૈયું એવું દુબળું નથી હો."

થોડીવારે બંને પ્રેમીઓ જુદા પડી ગયા.

(૫)

આ પ્રમાણે રોજ આ બંને પ્રેમીઓ મળતા અને નિર્દોષ વાતો કરી પ્રેમ અનુભવતા. એક દહાડો નાગમદે વાવમાં ન્હાય રહી હતી અચાનક નાગવાળો ત્યાં આવ્યો; વાવનાં કાંઠે ઉભા રહી તેને અંદર નજર કરી. જોયું તોઃ—

"ઉજળાં નિરમળ નીર, નાગમ રૂપ નિચોવતી;
રીયે ન તનડાં થીર, હૈડે વાલો નાગડો."

[વાવનાં ઉજળાં, મેલ વગરના ચોખ્ખા નીરમાં નાગમદે પોતાના સૌન્દર્યનો મેલ કાઢી રહી છે. અર્થાત એ સુંદરી એમાં નાહી રહી છે. પરંતુ ન્હાવાના કાર્યમાંય, શરિર સ્થિરતા પ્રાપ્ત નથી કરી શકતું, કારણ કે તેનાં હૃદયમાં વ્હાલા નાગનું સ્મરણછે.]

નાગવાળાના ધ્યાનમાં મશગુલ બનેલી નાગમદેએ ઉંચું જોયું તો પોતાનો દિલારામ. પણ તરતજ તે શરમાંણી. અને બોલીઃ—

"પાલવડા પે'રીયે, ઉજળા ઢાંકીયે ઉર;
કાંઉ નજરૂનાં નુર, નાખી રીયો નાગડા."

(નાગ ! જરા પાછું જોઇને (અહીં સ્ત્રી સ્વભાવ છે) હું

પાલવ પ્હેરી લઉં મ્હારૂં શરિર ઢાકી લઉં તું ઉભો ઉભો તારી નજરના તેજ શા માટે નાખી ર્હ્યો છે ?—આમ ન્હાતી સ્ત્રીને નિરખવામાં તું જરાય શરમાતો નથી ? ]

નાગવાળો આ સાંભળીને શરમાયો ને પાછો ફર્યો. થોડીવારે નાગમદે લુગડાં પહેરીને બ્હાર આવી અને છુપી રીતે નાગવાળાની આંખ્યો પાછળથી દબાવતાં બોલી:—

"વાળા ! તારી આંખ્યો કામણી છે હો "

નાગવાળો તેના કોમળ હાથને છોડાવતાં બોલ્યો.—

"તારી આંખ્યો એજ મારી આંખ્યોને કામણી કરી છે. '

નાગવાળાથી નાગમદેના હાથ ન છુટયા તે બોલ્યોઃ—

"ધરી રાખને નેણ, તારા હૈયા પિંજરે;
કરના બંધણ શેણ, નાગમદે બંધાયને.

[ મારી આંખ્યો તારે રાખી રાખવી હોય-પુરી રાખવી હોય, તો હૈયાના પિંજરામાં પુરી લે હાથના બંધનમાં કંઈ આંખ્યો નથી પુરાતી એટલે હૃદય કરતાં હાથનું બંધન તુચ્છ છે, માટે મારી આંખ્યો છોડી દે ]

તરતજ નાગમદેએ હાથ લઇ લીધા, અને કહ્યું:—

"વાળા ! તારા રૂપ જેવીજ તારામાં ચતુરાઇ ભરી છે."

"એમ !" આ પ્રમાણે કહી નાગવાળે નાગમદેને પોતાના હૈયા પાસે લીધી અને બને વડના ઉપર ચડી ગયા. નાગવાળે દુરથી દેખાતા સરોવરમાં પોતાનો મહેલ બતાવતાં કહ્યું:--

"ઓરડ્યા રખો આતણુંદેનો.

'કીયો ઓરડ્યો પડદાવાળો ?"

"હા, અને એની પડખે દેખાય છ મારો "

નાગમદેએ નાગવાળાના ઝરૂખાને ધારી ધારીને જોયો, અને પછી વડલાની ડાળ હલાવતા ઉરના ભાવભર્યાં આછા હાસ્ય સાથે કહ્યું—

"અને આ હ્હેરગલીયો ઝરૂખો મારો ' શબ્દે શબ્દે હાર ના ફુલડા વેરાયા નનોના જાદુ પણ મં ભરાઈ ગયા. ઉ ના ભાવ ઉકેલતા નાગવાળાએ, નાગમદેના દેવગુનાક સમા ગાલ ઉપર હળવી થપાટ મારતા કહ્યું:—

'મારો અને તારો એ ગો "

બને પ્રેમી આ પ્રમાણે નિર્દોષ વિનોદ કરી રહ્યા છે ત્યા વાડની નજીકના "મારગ ' પર નાગવાળાનો હજામ નિકળ્યો ચોતરફ નિરખતા હજામની નજરે મુળકી ઘોડી ચડી એટલે તે ચમકયો અને વધારે બારીકાઇથી જોતા તેને વડનાની ડાળ પર આ બને પ્રેમ પખીડા દેખાયા હજામની નજરમાં આ પ્રેમ ભરી મીઠી મસ્તી ન સમાણી, અને હૈયામા કંઇક કાળા વિચારો ભરતો દબાતે પગલે ચાલ્યો ગો

કુદરતના ખોળે ખેલતા આ બને પ્રેમીઓ નીચે ઉતર્યા. નાગમદે બોલી --

'કાલ કઇ મળીશ ?"

'તુ કે તઇ "

"કાલતો રોંઢા દી'એ આવજે; એટલે આપણે બેય સાથે ન્હાશું."

"ભલે, પણ મને તરતાં શિખડાવવું પડશે" નાગવાળે મીઠી મશ્કરી કરી.

'આટલા મ્હાડા થયા તોય તરતા નાં શિખ્યો?" નાગમદેએ પણ ગુઢ કોરડો ફેંક્યો.

"પ્રેમનો મેગમણુ ભારે વસમો છે. હું તો એમાં ડુબી રહ્યો છું."

"ઇ શું બોલ્યો, નાગ! ડુબે ઇ તો કાયર. તું કાયર ન થતો, શુરાંઓ તરે એમ તરજે."

"પણ ઓથ વગર."

"ઓથ મારો, તને નહીં ડુબવા દઉં પછી?"

થોડીવારે નાગમદેએ પોતાના નેસડા તરફ પગલાં માંડયા. નાગવાળો પણ તેના પ્રેમનો વિચાર કરતો મુળકી થોડી બહુને આઝ્દો થયો.

ખરેખર પ્રેમની વાટ વસમી છે.

> યહ પ્રેમકા પન્થ કરાલ મહા,
> તરવારકી ધાર પૈ ધાવનો હૈ.

(૬)

હજામની જાત, જાતપર ગયા વગર ન રહે. ગમે તેમ તોય ગોલો.

**ભલાં ભવેય સાંભરે,** નગણાં ચડે ન ચંત;
કાળી ઉન કમાણસાં, લગે ન હુજો રંગ.
ગણુ વનાના ગોલકા, પેટે પાંખળીયા;
ગામ ગજવતાં ઢોલકાં, ઢમ ઢમ ઢાંકણીયાં

નાગબાળાનો હજામ તરતજ આલણદે પાસે પહોંચ્યો, અને વાતનો મેળ મેળવી બોલ્યો:—

"બા! તમે ગમે તેવા સારાં હો; પણ હવે તમારા માન ઉતરશે."

"મારા માન! કોણે કીધું?" આલણદેની ભ્રમરતો ચડેલીજ રહેતી,

"કોયે કણ વળી! મેં જાતે જોયું."

"શું?"

"ઇ બધુંય હુ નો કહું. તમે મારૂં નામ લ્યો તો મારા બાપુ ઘાણીયે ઘાલીને મારૂં તેલ કાઢે."

"શું છે રોયા! કે'તો ખરો હુ કોઇને નહીં કહું."

"પણ ક્રોધમાં કોકદી કઇ દીયો, તો,

"કહુ શું નો કહું, પછી."

"ઠીક તઈ સાભળો" હજામે વાર્તા માંડી હોય તેવી ઢબે કહેવા માંડ્યુ —

"મારા બાપુ છે ને તે હમણા એક ઠેકાણે હવ્યા છે"

"હે...શુ ?.. સાચુ . કયા ?" આનણદે ચમકી

"એ આપણે પાદર, કચ્છના આયરો આવીને રીયા છે. ત્યા દેવ પદમણી જેવી નાગમદે નામની જુવાન છોકરી છે ઓહો! શુ એની જુવાની ? ને શુ એનાં રૂપ! બા! ઇ તો વાત નો થાય હુ આયરોની હજામત કરવા ગીયો તો તે, મે થી તો નજર નાખી નો જાય"

આનણદેનુ હૈયુ ખળભળવા માંડ્યુ તેને થોડી વારે પુછ્યુ —

'તે એમને નાગમદે સાથે કઇ ભાળ્યા ?"

"કાલ નમતા પો'રે હુ વેવડીનો વેનો ગોતવા, ઇ તરફ ગીયો તો ત્યારે મને મુળકી વાવ પાસે કળાણુ એટલે મે આમ તેમ ચારેય કોર જો, તો વડલાની ડાળે બાપુને નાગમદે મેડા બેઠા વાતો કરે ને હસે"

આનણદેના રૂવે રૂવા ખડા થઇ ગયા આખ્યો લાલ બની. નાકનું ટેરવુ ઉંચુ ચડ્યુ. હોઠપર ક્રોધની લાગણીઓ પ્રસરી વળી અને ધુજારા છુટી હોય તેમ અધર કપ્યા તે બોલી—

'તઈ તુ મને ઇ નજરો નજર દેખાડીશ ?"

"જુવો બા! હુ છતો થઇ જાઉં તો મારા ગરિબના રોટ તુટે, ને મારા બાયડી છોકરા રખડી પડે.' ?

"તું તારે કે'ને કોની મગદુર છે કે તારો વાંકો વાળ કરી શકે!"

"તો તમે એમ કરો, 'જઇ' મારા બાપુ ઘોડી વઇને જાય, તઇ તમે થોડીવાર પછી એની વાંસે જાજો મરીધારની સીમમા વડવાળી વાવે ઇ ભેગા થાય છે"

આવણુંદેને આ ગમ્યું કાચાં હાંડલા જેવા પેટ વાળો વાણુદ, પણ વાત કહીને કોઈ જગ જીત્યો હોય એમ હરખાણો.

(૭)

બીજે દહાડે રોંઢા વખતે નાગવાળો મુરકી ઘોડીપર સ્વાર થઇ, નાગમદેને મળવા ઉપડયો. આજે આલણુંદે સચત હતી તેને ઝરૂખામાથી પોતાના સ્વામિને સરીધાર તરફ જતો જોયો. અને તરતજ તેને પણ પાછળ જવાની તૈયારી કરવા માંડી

નાગવાળો વડવાળી વાવ પહોચ્યો મુળકીને બાંધી, વડના છાયા તળે ધાબીયો પાથરી બેઠો ત્યા નાગમદે આવતી કળાણી નાગવાળો હસતો હસતો જોઇ રહ્યો. નાગમદે નજીક આવી નાગ બોલ્યો —

"ઇ પોટલીવામા શું છે ?"

"ઘીથી ઝમકતાં કુણાં ટેમરા"

'તઇતો મજા પડશે આવા બપોરા રોજ આવતી હોતો' આ પ્રમાણે કહી નાગ ઉઠયો અને નાગમદેના હાથમાથી ટેમરા પોટલા ખેંચી લઇ તેનું બાવડું ઝાલી નાસીકાપર બેસાડી અને ટેમરા કાઢયા નાગમદે બોલી:—

"નાખ લીધા પછી ખાઇયે તો ?"

નાગવાળે એક ઢેબરૂ ખેચતા કહ્યુ·—

' સારા કામમાં તે ઢીન હેય! પછી નીરાતે નાઇશુ આ ઢેબરાં જોઇને મારાથી તો રેવાતુ નથી "

તરતજ બનેએ ઢેબરા ખાવા શરૂ કર્યા નાગવાળાએ એક રસકતુ બટકુ મોઢામાં મુકતા કહ્યુ'—

નાગમદે! એવુ તે શુ ઢેબરામા નાખ્યુ છે ને હતિય નથી અડાડવા પડતા."

"નાગમદેએ નાગવાળાના મોઢામાં એક બટકુ ધરતા કહ્યુ –

' પ્રેમનું મોણુ નાખ્યુ છે સમજ્યો!'

"ઢેબરામાય પ્રેમના મોણુ પડતા હશે એવુ તો મે આજ સાભળ્યુ" નાગવાળાએ નાગમદેના ગાલપર ઢેબરાની એક કણી ફેકી

"નાગમદેએ પણ એક કટકી નાગના તરફ ફેકતા કહ્યુ —

'આવણુદેએ કોઇદી' પ્રેમના મોણુવાળા ઢેબરા નહીં ખવરાવ્યાં હોય!"

નાગવાળો હસ્યો ને ઢેબરા પણ ખુટયાં એટલે બને ઉઠયા ન્હાવા માટે નાગમદેએ પછેડાનો કછોટો લિડયો ને નાગે, પની યાનો કચ્છ માર્યો, પછી બને ગયા વાવને કાંઠે નાગમદે બોલી —

"નાગ પહેલો ધુબકો તારો માર જોઇ પાણીની છોળ કેટલે હચે ઉડે છે"

નરતજ નાગવાળો વાવના કાળા એકાર જળમાં પાખ્કયો પાણીની છોળાથી કાંઠા ઉપર ઉભી રહેલી નાગમદે પણ પનળી મઇ. તેય ગંસે પડી અને વાવમાં બને પ્રેમીઓ ડુબકી ડોળ રમવા લાગ્યા. વાવ ઉંડી અને પખતી હતી. સેંકડો વર્ષોનો એનો ઇતિહાસ હતો.

બંને પ્રેમીઓ એક બીજાને પાણી છાંટી રહ્યા છે જાણયે ગાંડાતુર! ત્યા અરોવર આર્ટાણે આવણદે આવી. તેને મુળકી ઘોડીને એઇ. વડલા નીચે લુગડા જોયા. આસપાસ નજર ફેરવી તો વાવમાથી હાસ્યનો ધ્વની મભળાયો. એટલે ધ્રજના પગલે તે વાવને કાંઠે આવી, અને અંદર જોયુ તા અવનીના ચ્દ્ર સરખા નાગમદે, ને વાળો નાગ કિલ્લોલ કરતા રહ્યા છે. પણ વાવમા આવણદેનો પડછાવો પડતા, નાગવાળે કાઠા તરફ નજર કરી જોતાંજ ઠંડોગાર. નાગમદેએ ધીરેથી નાગને પુછ્યુ.—

"કોણ છે ?"

ધીરેથી ધ્રુજતો નાગ બોલ્યો,— 'આવણદે"

નાગમદે ચમકી આવણદે તડે ઉભી રહીને બાલી.—

"નાગમદે નમેરી કાંઉથી. છતો મારો નાગ;
લુંડી હૈડા આગ, પરહથી કાં ઠારતી."

[અરે નાગમદે! આવી નમેરી કેમ થઇ છે? જતો મારો ધણી છે, ભુંડી! હૈયાની બળતરા-પોતાની ઇચ્છા-ને મતોષવી હોય, તો તે આગ પારકા ધણીએ નોં ઠારાય. તુ કેમ ઠારી રહી છે ?]

આ સાંભળતા નાગવાળો તો થીજીજ ગયો. નાગમદેના હૈયા નેતો કશુંય ન્હોતું. આવણદે પાછી બોલી:—

"રૂડ માયની જાત, લાજવ્યુ તારા કુળને,
નિવડી કઉ ક વત, બોલ બદલેલુ નાગદે"

નાગમદે સાંભળતા તો ધ્રુજી પણ તે શાણી અને ડાહી હતી તે બોલી —

"વાળા નાગનો વેઢ, પાણીમા પડી ગીયો,
આવને આલણદે, આપણ ગળે બથુ લઇ ગોતીએ."

[ વાળાનો પ્રેમ અત્યારે પાણીમા છે. આલણદે! તુ ખીજા-ઇશમા. આવ અને આપણે એન વાળાના પ્રેમને ગળે બથ્થુ લઇને ગોતીએ. આ દ્વિઅર્થી છે ]

આલણદેના વ્હેમી હૃદયને આ કોયડો ન સમજાયો. તેને તો નાગમદે પોતાની મશ્કરી કરે છે એવુ લાગ્યુ તેને પોતાના ધણી પ્રત્યે કહ્યુ:—

"જળ તરસ્યો જુવાન, જળ જઇ જળમા પડે,
ભીંજે પાખરને પલાણ, હે વિધાયલ નાગડા"

[ હે! નાગમદેના નેણે વિંધાયલ નાગડા! પાણી તરસ્યો જુવાન–પિપાસુ–પાણી જોઇ તરતજ ખાબકે, પણ પછી તો એના પાખરને પલાણ–આબરૂને ઇજ્જત બધુય ભીંજાય ]

નાગવાળે તો મૌનવ્રતજ લીધા હતા. નાગમદે બોલી:—

"બેન! આવા કપરા વેણ સમજ નહી ગ્યી છે? આમા તને ઇર્ષા થાય એવુ શુ નજરે ચડયુ?

આલણદે! એંકાર, આ કાયાનો કરજે નહીં,
ઘડ્યલ કાચો ઘાટ, માટીમા જાશે મળી

આલણદે! સબળ આ કાયાપર ગુમાન કરી રહી છો. નોકર બેન! કાચી માટીના મોરીયા જેવો આ દેહ, પલકમા ધુડ ભેગો થઇ જશે "

આલણદેથી ન સંભળાયું નાગવાળા તરફ જોતા બોલીઃ—

"તારીને તું નાગ, મેં જાણી જળવાર નહી;
ક્યાં નેવાળમાં નાખ. નજરે તારી નાગદે."

[ હે નાગ. તારીને તુ બોનતી અટકાવ હુ નથી રાખી શકતી. કા તો તારી નજરના બંધમા-તાબામા એને પુરી દે. ]
નાગ બોલ્યોઃ—

"આલણદે! અજાણ, વણ પુછી વાતો કરે;
મીટડીયું મ'તાણ, નાગમદેનો ન્હાની છે."

[ આલણદે! જાણ્યા વગર શા માટે વાદ કરી રહી છો. ખોટી કતરામા. જરા વિચાર તો કર કે નાગમદે તો ન્હાની છે. બાળક જેવી નિર્દોષ છે ]

આલણદેથી હવે ન સહેવાયુ. તે બોલીઃ—

"ફટ કાઠી! તને પારકી બાયડીઓનો ભોગવનારો જાણ્યો હોત તો, હું પરણતી વખતે ફાંસો લેત, કા કુવો પુરત."

આવા અનેક કડવા વચનો રૂપી ભાલા મારીને નાગવાળાને વાવમાંથી બહાર કાઢયો. નાગવાળાને આ નિર્દોષ 'પ્રેમ' પોતાની

પતિ પ સે ગુન્હા જેવો લાગ્યો નાગમદે પણ કંપી ઉઠી તા હૃદયમા થયુ કે —

અરેરે ! અમારી પવિત્રતાને પણ દુનિયા નથી સાખી શકતી ! જેના દિલમા વિકારની આછી રેખા સરખી પણ નથી પ્રગટી તેની આ દશા ! ! '

નાગવાળે અને નાગમદેએ કપડા બદલ્યા ! ત્રણેયના અંતરમા મુગી વેદના થવા લાગી. અંતે આલણદેની કડપતાના બધનમા જકડાઇને નાગવાળો આનણદે સાથે જવા તત્પર થયો આગળ આલણદે ને પાછળ સિથિલ પગલા ભરતો, વાર વારે નાગમદેને નિરખતો, નાગ દિલનાદર્દથી પિડાતી નાગમદે આ ન જોઇ શકી. એના દિલની વિણા ખળભળી ઉઠી

ઝીલણુ સરખી જોડ, પ્રભુએ તો પાડી પરી,
કરતી જો ॥ ડોડ, નેચળ મળીઓ નાગડા

પરવશ નાગવાળો નાગમદેની નજરથી અદ્રશ્ય થયો દિલથી પિડાતી નાગમદ પણ નેમડાના પથે પળી

(૮)

આનણદે નાગવાળાને લઇને મહેલમા આવી પ્રેમમા મસ્ત બનેલા નાગવાળાને કશુય ભાન ન્હોતું. આલણદેએ નાગવાળાને ઘણાય વચન પ્રહારો કર્યા, અને છેવટે તેને એક ઓરડામા નજર કેદ કર્યો પણ નાગમદેના પ્રેમમા મસ્ત બનેલ નાગવાળાએ આ બધુય સહી લીધુ આ તરફ આલણદેએ પણ કામદારને બોલાવી આયરોને સીમમાથી ચાલ્યા જવાનુ કહેવરાવ્યુ આયરોને આ સમાચાર મળતા જવાની તૈયારી કરવા લાગ્યા. કોઇ આ અણધારી આફત ન ઉકેલી શક્યુ.

આહીં જગતને બળતું નિરખતો, વિરહમાં પિડાતો નજર કેરી નાગવાળો એક હોલીયા પર પડયો છે તેને ખાવા પીવાનું કે રાત દીવસનું ભાન નથી નયનમાં ઉંઘ નથી. કયાથી હોય?

આઠ પહર ચોસઠ ઘડી, જો સોવે સો ઓર,
નેનનમેં પ્યારી બસે, કહા નિંદકું ઠોર

અને એના હૃદયમાં તો:—

સંભારતા સજણું વહે, દાજ્યા ન રહે દુ ખ,
ભાલાળા સજણા ભાળીએ, તો થાય શરિરે સુખ

× × × ×

ઉરમાં લાગી લાય, ઘડી ન થાય ટાઢક નાડી,
નાગમદે વણ જાય, જીવડો કાયાગઢ મુકી

અને—

જીવ ઢઢોળે ઝુંપડા, જુને જોબન થાય,
ખોરડા ખાવા ધાય, મનમાં વાગી નાગદે

આ દશામાં નાગવાળો પડયો પડયો હૃદયનું દુ ખ સહી રહ્યા છે કહાય તેને ચેન પડતું નથી. અંતર નાગમદેના દિલ પાછળ ઘેલું થઇને આથડયા કરે છે જ્યાં ત્યાં નાગમદે નાગમદેને નાગમદે સિવાય કશુંય કળાતું નથી

તન મન લગન્યા પળી, જણુ જણુ જડે મન,
અંતર એકજ દેખતું પ્રિતાળુની કાય

દિલમાંને દેહમાં, ઘરમાં ને બ્હાર, ચેતનમાંને જડમાં, પ્રત્યેક માણસોમાં નાગવાળાનું દિલ, એકલી નાગમદેનેજ નિહાળી રહ્યું છે

૯)

આહીં નાગમદેની પણુ એવીજ સ્થિતિ છે. છતા સ્ત્રીઓના હૃદય એટના મજબુત હોય છે કે, પોતાનો ભાવ જલ્દી પ્રગટ નથી કરતા. નાગમદે પણ અંતરમા તો ઝુરી રહી હતી બળતી રહી હતી.

> સ્વનો દત ગિ પ?, રોઉં નો કજરા જાય,
> ગનકો મનપે ઝુ નો, જયુ નન લકડી ખાગ

એને મન તો:—

> જીયા ત મરિબો ભલો, એઈ કરિઓ કામ;
> નત ઘડી મન ઝુરઓ, બિન ખાંડે સંગ્રામ

આવો સંગ્રામ તેના હૃદયમા ચાલી રહ્યો હતો.

× × × ×

મા'રાજે આભમા દર્શન દીધા. ચારણો જવાની તૈયારી કરવા માટે ઉચાળા બાંધી રહ્યા હતા પણ થોડુ તાજા ઉતારનુ ઘી વેચવુ બાકી રહી ગયેલુ હોવાથી, નાગમદે પોતાની બેચાર બ્હેનપણીઓ ( સાથે જે આયરો હતા તેની કન્યાઓ ) સાથે ગામમા વાણીયાના ઘર તરફ વચવા નિકળી

નાગમદે નાગવાળાના મહેલની પાસેની નાની બજારમા આવી. તે નિત્ય આહીંજ ઘી વેચવા આવતી, કારણ કે આહીં વખતો વખત તેને નાગવાળાના દર્શન થતા.

હજી વાણિઆએ દુકાન ન્હોતી ઉઘાડી, ઘરને હાટડી ભેગા હોવાથી નાગમદેએ વાણિયાને બ્હારથી હાક મારી. વાણિયે હાટ-

ડીના કમાડ ઉઘાડયાં. નાગમદે અને તેની મખીગેઓ ઘીના ગાડવા ખેખાળ્યા, અને વાણિયાના તપેલામ ઘી નાખવુ શરૂ કર્યું. પણ નાગમદેની નજર, તપેલામા ઘી નાખતા નાખતા ઝરૂખે દાતણ ટગતા નાગવાળાપર પડી. નાગવાળાનુ ધ્યાન આકાશ તરફ હતુ તેના ચ્હેરાપરની ફિકાશ નાગમદેને ચોખ્ખી દેખાણી, તે નાગવાળાન દીલનુ દર્દ પારખી ગઇ. આમ એકી નજરે ઝરુખાપર જોતા, નાગમદેના ઘીની ધાર તપેલામા ન પડતા હેઠે પડવા લાગી વાણિયો બીજાનુ ઘી દનવવા ગયો હતો ઘીની ધાર ઓટાપર પડતી જોઇ એક ગોડણે કહ્યુ.—

"જગ ભાન તો ગખ્યુ આ ઘી અધુય હેઠુ ઢોળાઇ જાય. તારો પ્રેમ તો ગાઢો લોગે છે"

નાગમદેએ પોતાની સાહેલીયોને પોતાના આ પ્રેમની વાત કરી હતી અને તે સ્વાભાવીક હતુ. નાગમદેની સખીયો નાગમદેપર ઘણોજ પ્રેમ રાખતી. તઓના મોઢેથી બીજે કાને આ વાત જ્હાતી જવા પામી અસ્તુ

સખીની ટકોર સાંભળી નાગમદે બોલી:—

"ઘોળ્યુ કરા ઘી, આજુના ઉનાગનુ,
સાંઢીસોનુ ઢેઢન હી, નિરખવા દે. રાગ નાગને."

[ બહેનો ! આજ છેલ્લો દહાડો છે ધગધ્ઢને નાગને જોઇ લેવા દો ઘી ઢોળાય તો ઘોળ્યુ. પણુ હુ મા. પ્રાણુને પાછી ક્યારે જોવાની હતી ? ]

નાગવાળાની નજર હજ સુધી ગગન તરફજ હતી ઃ વરે નાગમદેએ શરમ મુકીને નાગવાળા પ્રત્યે કહ્યુ —

"હાથે જડયા ડશકલા, પગમા બેડી હોય,
નાડગા નેણુનો આરો નાખ, નેણે ને'વળ નો'ય'

[ નાગ' ત્હારા હાથે ને પગે તો ભલે નજરકેદની જ જીરો જડી પણ તારી આખ્યે કાઈ તાળા નથી દીધા જરા એમ નજરતો કર ]

તરતજ નાગવાળે નીચે નજર કરી, પોતાની નાગમદે રડતા નયને જોઇ રહી છે પરવશ નાગવાળાથી કાઇ ન બોલાણુ ને એકી ટશે, અશ્રુ ભર્યા વદને નાગમદેને નિરખી રહ્યો નાગમદે પણ ઘીના પૈસા લઇ સાહેલીયો સાથે જવા તૈયાર થઇ જાતી વખતે તે બોલી.—

જાતાનારે જુહાર, વળતાના વધામણા,
વાળા ! બીજીવાર, જવાશે તો આવશુ.

આ સાભળતાજ નાગવાળાના હૈયામા કારમુ તીર પેઠુ તેના નયનો રડી પડયા નાગમદે પણ હળવા હળવાં ડગલા ભરતી ચાલતી થઈ

પ્રભાતનો ઉગતો સૂય વાદળ આડો ઢકાયો જાણ્યે કેમ તે પણ પોતાના અશ્રુ છુપાવવા લપાયો હોય!

(૧૦)

વિયોગ એ અજબ વસ્તુ છે જેનુ હૃદય પ્રેમ સમજે છે જે પ્રેમ પચાવીને માણી શકે છે, તેને વિયાગનો ઘા ઘણો વસમો લાગે છે નાગમદેના ગયા પછી નાગવાળાની દશા શબ્દેમા ન મુકી શકાય તેવી કફોડી બની

તેનું હૃદય વિરહના વિલાપે ચડયું:—

ઇ લેણાં ઈ લંગડા, ઇ આંપો ઈ ઝોક;
હંસા ટોળાં હલગીયાં, લોક સેળાં લોક.
હેડી હવે હાલી ગઇ, હાર્યે હાલ્યાં નુર;
કાયા થઇ કપુર, સુખીયા થાશું સાબદા.
હંસા હેડી હલ ગઇ, ટુટી હૈયા ઓથ,
મળજો વે'લુ મોત, જીવ્યું જીરવાય નહીં.

આમ વિરહથી ઝુરતો નાગવાળો, આકાશ પાતાળના અનેક વિચારો કરવા લાગ્યો. ઘડીકમાં નાશી જવા માટે અંતર ઉમ ચતું, તો ઘડીકમાં મૃત્યુની ઝંખના કરતું. છેવટે હૈયામાં હિમ્મત એકઠી કરી નાગવાળો ઢોલીયા પરથી ઉઠયો, અને બહાર નિકળ્યો. નાગવાળાને બહાર જતો જોઇ એક દાસીએ કહ્યું:—

" બાપુ ! કયાં જાઓ છો ?

પણ ગાંડા જેવો નાગ તો ફડફડાટ દાદર ઉતરી, નીચે ઘોડાહારમાંથી મુળકીને છોડી, તેની પીઠ થાબડી, એમને એમ ઉઘાડે માથે સ્વાર થઇ ને થયો સાબદો. આલણદે અને દાસીઓ તો જોઇજ રહ્યાં. કોઇ આડું ન પડી શકયું.

(૧૧)

સવીયાણાથી ઉચાળા લઇને ઉપડેલા આયરો, ત્રણ ગાઉ દુર જઇને ડુંગરની ખીણમાં રાત રહ્યા. અને ભળકડે ડુંગરના રસ્તે ચડવું શરૂ કર્યું.

બરોબર દી' ઉગ્યે, મારગમા આવતા ગિરનાથ મહાદેવના દેવળે, આયરોએ વિસામો લેવા ઉતારો કર્યો. અને ટીંમણુ છોડયાં.

નાગમદેનાં દિલને તો એક પ્રભુજ જાણતો. તે કશું ખાતીયે નહીં ને પીતી પણ નહી. બદનની લાલપ પર કાળપ છવાઇ હતી. શક્તિ પણ ઓસરતી જતી. હૈયામાં તો વિરહની જ્વાળાઓ ભભુકતી. પણ તે કોને કહે ? દિલના દુઃખ મટાડનારા કે લેનારા દુનિયામાં માઠા સાંપડે છે.

નાગમદેની આવી દશા ભાળી તેના બાપે પણ કહ્યું'—
"બીન! આમ કેમ થઇ ગઇ છો ?"

પણ નાગમદેએ કળતરનું બાનું બતાવી દિલની પીડા છુપાવી રાખી.

સઘળા આયરો જ્યારે ગિરનાથ મહાદેવના મંદિર પાછળ એક ઝાડ નોચે ટીંમણુ કરવા બેઠા; ત્યારે નાગમદે ત્યાંથી ઉઠી દેવળના ઓટે આવી; અને લાંબી નજરે સવીયાણાં તરફ નજર કરી. વાવનો વડલો કળાણો. નાગવાળાના ઝરૂખા પોળકાણાં. લીલપવંતી સીમ દેખાણી. પણ કયાંય વાળોનાગ ન દેખાયો. હતાશ પામી હૈયામાં ને હૈયામાં બોલીઃ—

"હી' ઉગ્યે દેવળ ચડાં, જોઉં વાળાની વાટ;
કાળજમાં ઠાગા કરે, નાડુમાં વા'લો નાગ.

દન ઉગ્યે દેવળ ચડાં, જોઉં વા'લાની વાટ;
કરમે રીયો કચવાટ, નર નિરખ્યો નહીં નાગડો.

હૃદયમાં અપાર દુઃખ પામતી નાગમદે દેવળમાં ગઇ. અને સોળીયા નાથને જોતાંજ રડી પડી. માતાથી વિખુટું પડેલું બાળક જેમ પોતાની જનેતાને ભેટે, તેમ શંકરના લીંગને નાગમદે વળગી ગઇ; અને આંસુઓથી એ લીંગને પખાળતી બોલીઃ—

"હે બાપ! હે ભોળીયા!! આવા વિયોગના દુઃખ સમળ દીધાં. બાપ! ઉગારી લે.

સોળા! સોળાંને રીઝજે, પુરજે કાળજ આશ;
નાગમ ખોળો પાથરે, વરવા બા'લા નાગને.

હે ભોળીયા! આ બાળકી પર દયા કર. ને મારી હૈયાની આશાને પુર."

આ પ્રમાણે પોતાના દિલનાદર્દ નો ઉભરો આ દેવ પાસે ઠલવી તે ત્યાંથી ઉઠી, અને પોતાના ઓઢણાંની એક લીર ફાડી, તેની બે ગાંઠ વાળી શંકરનાં લીંગ પાસે મુકી, અને બ્હાર ટીબશ્ કરતા આયરો પાસે ચાલી ગઇ.

થોડીવારે આયરો પણ ઉઠયા. કારણ કે હવે પાછું તે લોકોને ટેકરીથી નીચે ઉતરવાનું હતું. એટલે હળવે હળવે ગિરનાથ મહાદેવની ઝાડીવાળી ટેકરી ઉતરવા લાગ્યા.

નાગમદે જેમ જેમ આગળ જતી હતી તેમ તેમ તેનું હૃદય નાગવાળા તરફ ખેંચાતું જતું. પણ શું કરે? મર્યાદાના બંધનો તોડવાની શક્તિ હજી પૂર્ણપણે તેનામાં ન્હોતિ પ્રગટી. આખરે બે ગાઉ દૂર એક ખીણમાં આયરોએ રાત વાસો રહેવા પડાવ નાખ્યો.

( ૧૨ )

નાગવાળો મુળકી માથે અસ્વાર થઇ આવ્યો, જ્યાં નાગમદેના નેસ હતા ત્યાં. પણ ત્યાં તો :—

નહીં વલોણું વાહમાં, નહીં પ્રભાતિ રાગ;
નહીં નાગમદે નેસમાં, સુનાં કળેળે કાગ.

" અરેરે ! આંહી તો છાશ ફેરવવાના રોજના ઝમકારા નથી, અને નથી એ રૂડાં પ્રભાતીયાંના રાગ. હાય ! નાગમદે વગરના આ ખાલી ઝુપડાઓમાં તો ભુંડા કાગડા કળેળે છે. અરેરે !

ધરતી ખાવા ધાય, નાગમદે વણુ નેસની;
હૈયા બળતર હાય, ઘડીએ ઘડીએ પ્રજળતી.

" નાગમદે વગર આ નેષની જમીન પણ ખાવા ધાય છે. હાય ! હૈયાની એ પીડા; આ જોઇ જોઇને પ્રજળી ઉઠે છે."

નાગવાળે સુનાં નેસ જોઇને આવો વિલાપ કર્યો ; અને તે સગડ જોતો જોતો આગળ ચાલ્યો. જેવી સીતાજીના હરણ થયા પછી રામચંદ્રજીની સ્થિતિ થઇ હતી, તેવી નાગવાળો અનુભવતો તેને મુગફીને આયરોના સગડ જોઇ મારગે ચડાવી. પણ હૈયામા તો ચેન ન્હોતું. એનાં રૂવે રૂવાં નાગમદેને મેળવવા તલસી રહ્યાં હતાં; આતો .—

સાજણે ચુકું નાખીયું, રૂંવાડે રૂંવાડે રેખ;
શર ઉપર થઇ ચાલ્યાં ગયાં, ભલો દઇ ગયાં ભેખ.
ભલો દઈ ગયાં ભેખ તે અંગપર રીંગે;
કોઇક ખેલાડુ સાજણના વાવડ દીએ.
કે' તમાચી ચાલતી વેળા સાજણે બાંધી ટેક,
સાજણે ચુંકું નાખીયું રૂંવાડે રૂંવાડે રેખ

વિરહથી પીડાતા નાગવાળે સગડે સગડે ઘોડીને ચલાવી, અને આવ્યો ગિરનાર મહાદેવની ટકરીવાળા ખીણમાં; જ્યાં આયરો રાત વાસો રહ્યા હતા. ભેંસુના પોદળા, રાખના ઢગલા વિગેરે જોઇને તે મનથી બોલ્યો :—

ઇંધણુસેં થઈ રાખ, નીરખી રૂપ નાગમ તણું;
પણ વાવડ એક આપ, નાગમને ક્યાં નીરખું.

[ " હે રાખ ! નાગમદેનાં રૂપ જોઇને તું પણ મારી ઘોડે લાકડામાંથી રાખ થઇને પડી છો. પણ એટલું તો કહે કે નાગમદે કઇ દશે ગઇ ? હું એને ક્યાં જોઇશ ? " ]

આવું લવતો લવતો, નાગવાળો ગિરનારની ટેકરી તરફ ચાલ્યો. અને મુળકીને એ પથરાળ ડુંગરપગ ચગાવી

પોતાના ધણીનું હૃદય પારખી ગયેલી ઘોડી પણ મુંગે મુગી મહાદેવના દેવળ સુધી એક ધારી ચડી ગઇ. નાગવાળો હેઠે ઉતર્યો. ઘોડીને પગથીયા પાસે ભાની ચારેય કોર ઝીણી નજર કરી, પણ ઝાડીમાં કાંઇ કળાણું નહી તે દેવળમા ગયો. વાર વાર એ ભોળીયા નાથને વંદન કર્યા. ત્યા નાગમદેએ મુકેલ લુગડાનો કટકો તેની નજરે ચડયો. એકદમ લઇ લીધો. નાગમદેના ઓ-ઢણાનોજ છે. એમ તે પારખી ગયો નાગમદેએ વાળેલ પ્રેમની ગાંઠીની સાન, તે ઉધી સમજ્યો. તેને વિચાર્યું કે " અરેરે ! હવે નાગમદે નહી મળે. ગાડવાળાને ચાલ્યા ગઇ. ઓ પ્રભુ ! ક્યા શોધું ? શોધું તોય શેની મળે ! કાંઇ અમારા લગ્ન તો થવાના નથી. અમે સાથે તો રહેવાના નથી પણ મારે ક્યા લગ્ન કર-વાતાં ? ત્યારે ઓ ભોળીયા ! નાગમદે વગર જીવવું અકારૂં લાગે છે. બાપ ! આ સેવકને તઈ તારાજ ચરણમાં સ્થાન દેજે. "

આવું મનમાં વિચારી તે બ્હાર આવ્યો એક વખત મઢી-ગાણાં તરફ નજર કરી. ત્યાં મુળકી પણ હણહણી નાગ તેની પાસે આવ્યો. પીઠ થાબડી. ખુબ પંપાળી, અને મોઢે ચુંબન લેતા કહ્યું :—

"હે મુળકી ! આજ તારો રખવાળ તને એકલી મુકીને ચાલ્યો જાય છે બાપ આ બળેલા ધણીના કોઇ અવગુણ ઉપર જોઇશમા."

ઘોડીની આંખ્યમાંથી પણ ડળક ડળક આંસુ આવી ગયાં. તે ધણીનો હાથ ચાટવા લાગી. નાગ તેને ફરી ચુંબન ભરતાં બોલ્યા :—

"આજ મારા માટે એક તુંજ રડનારી એકતો રડતી રડતી ગઇ બેટા ! જા, તને હવે મુકી દઉં છું આ ગિરના જંગલોમાં ચરી ખાજે. ને કોક દી' મારી નાગમદેને તું મળે, તો મારા મોતના વાવડ તેને દેજે. બેટા મુળકી ! જા. જા." આ પ્રમાણે કહી, તેને ઘોડીની સરક છોડી નાખી. પણ જાતવંત ઘોડી એક ડગલું'ય ન ચસી નાગવાળે બીની આંખ્યે ચારેય કોર જોયું. પણ શૂન્ય પ્રકૃતિ. એકદમ ગયો દેવળમાં. શંકર દાદાના લીંગને ભેટી પડયો. કમ્મરેથી કટાર કાઢી અને પેટમાં નાખતાં ઉલટાં વેણુ બોલ્યોઃ—

"નાગમતી નાર, હેતાળુ હાલી ગઇ;
કરમે રહી કટાર, જીવતર આ જોવાય નહીં."

[ વ્હાલી નાગમદે, હેતની કરવાવાળી ચાલી ગઇ, હવે તો કરમમાં આ કટારીજ રહી. મોતજ રહ્યું બીજું શું કરવું ? આવું બળાપાવાળુ જીવતર તો જોયું જાતુ નથી. ]

બસ ખલાસ ! પેટમાંથી ખળખળ કરતો લોહીનો ધોરીયો શંકરદાદાના લીંગને પખાળતો ચાલ્યો અને એ નાગવાળાનો પ્રેમી આત્મા નાગમદેના નામના જાપ કરતો કરતો અદ્દશ્ય થયો.

ઘણીવાર થઇ પણ ધણી દેવળમાંથી બહાર ન નીકળ્યો, એટલે મુળકી પણ હણહણવા લાગી.

(૧૭)

ગિરનાય મહાદેવની ટેકરીની સામે બાજુ નીચે, આયરોનો પડાવ છે. સૌ આયરો બાજુના ધીડમાં ભેંસો ચારવા માટે ગયા છે. નાગમદેના હૈયામા જરા પણ ચેન નથી વારે ઘડીએ તે ટેકરી સામું જુવે છે. પણ કાંઇ કળાતુ નથી

આ પ્રમાણે પિડાતી નાગમદે એક ઝાડપર ચડી, અને ઉંચે દેવળ તરફ ઝીણી નજર નાખી. જોયુ તો મુળકી ઘોડી ઘોળકાંઇ રહી છે. ( માલધારીઓની નજર બહુ લાંબી હોય છે. ) તેના હૈયામા તનમનાટ થયો. નીચે ઉતરી. કોઇને કહ્યા વગર ચુપ ચુપ હરખભેર પાછી ટેકરી ઉપર ચડવા લાગી. જેમજેમ દેવળ નજીક નાગમદે આવતી, ગઇ તેમ તેમ મુળકી સ્પષ્ટ દેખાવા લાગી એટલે તે ઉતાવળે પગલે ચાલવા લાગી, અને ઉપર પહોચી જોયુ તો, મુળકી ઘોડી હણુહણી રહી છે આસપાસ નજર કરી. મુળકીને પંપાળી, તે દેવળમાં ગઇ. પણ નાગવાળાનો લોહીથી રમકતો દેહ જોતાજ તે બેભાન થઇ ને કોઇ જડ મડુ પડે તેમ પડી માથામા છોનંચ ધરતી લાગવાથી ફુટ થઇ, ને લોહી વહેવા લાગ્યુ, થોડી વારે ભાનમા આવી એટલે બેઠી થઇ અને નાગવાળાના દેહને ખોળામા લીધો. રૂદન તો માતું ન્હોતુ. અનરાધ.ર આસુ ચાલેવા લાગ્યા સાથે સાથે હૈયામાંથી વેદનાના સુર પણ નિકળવા મ ડયા —

" દર્શનયા દે જાગ, મોહન વગાડુ મોરલી,
કરમે કાળો ડાગ, નર નિરખ્યો નહીં નાગરો "

[ મારા મોહન ! ઉઠ. દર્શન દે હું મોરલી વગાડી રહી છુ છતાં કેમ નથી ઉઠતો ! આ તો ખરો મારે કપાળે, કુટુંબની મર્યાદા ત્યાગી તેથી કાળી ટીલી ચોટી હે નાગડા ! તને આવો નોતો જોયો ! ] ,

નાગ ! સાંતીડું છોડ, નરણ્યાં નો બેડીયે;
આંખ્યો રાતી ચોળ, ધમરોળું ધટડે ઘણી,

[ નાગ ! જમ્યા વગર, રસ–આનંદ લુંટયા વગર, આમ મુકીને ન ચાલ્યા જાઈ ! જરા જો તો ખરો ! આંખ્યો રોઇ–રોઇને રાતી ચોળ થઇ ગઇ છે, ને હૈયામાં તો તાફોન (ધમરોળ) જામ્યા છે. ]

નાગડા નેહડો નો'ય, બગા પડયાનો વાલમાં,
જાગીને તું જો, આશા સોતા આવીયાં.

[ નાગડા ! મને વિખુટી મુકીને ક્યાં ગયો ? એવો પ્રેમ ન હોય ! હે વાલમા ! જરા જાગીને જો તો ખરો હું આશા ભરી આવી છુ કે તને મળીશ ]

નાગડા નાગરવેલ, થડમાથી થાકી પડી;
કટકો કુંપળ મેલ, આશા ભર્યાં અમે આવીયાં

[ નાગ ! આ નાગરવેલ તો થડમાંથીજ અટકી, થાકી. જરા કુંપળ તો છોડ. હું આશા ભરી આવી છું. ]

નાગડા નાગર વેલ, પ્હોળી પાથરીયે નહીં;
મોરલીયુંમાં મેળ, રમત રમાડું નાગડા

[ ઉઠ ! બેઠાયા મારા પ્રાણ ! ! નાગરવેલને આમ પહોળી ન પાથરીયે–અતડા પડીને ન જઇએ. અજુકતું ન કરીયે. અને આમ જો તો ખરો, હૈયાની મોરલીના મધુરા તાનમાં ત્હારા જીવનને રમાડું. તને મ્હારા દિલમાં પરોવું. ]

નિકળ વા'લા નાગ ! કાંઉ રાફડમાં રૂંધી રીયો;
હૈડે સળગે આગ, પ્રેહે વગાડું મોરલી.

( ઉઘડા જરા જાગ. નાગ, કેમ અદશ્ય થઇ ગયો ? દેહ રૂપી રાફડામાં દેખાવ કેમ નથી દેતો ? જરા જોતો ખરો, ઉરમાં આગ સળગે છે. વિરહની-કલ્પાતની-મોરલી વગાડી રહી છુ જરા તો જાગ ! )

વગાડું છત્રીશ રાગ, આધે જ તગ્ડુ ધરી,
નિકળ વા'લા નાગ ! વેશ જોવા વાદણને:

( ત્હારા પ્રેમ પાછળ વાદણ બનીને, હૈયાની રગોનું જતરડુ કરીને, ત્હારા નામના છત્રીમ રાગ ગાઇને, તને વિનવની નાગમદેના દેદાર જોવા જરા તો જાગ ! )

તમે પાણી અમે પાળ, આઠે પો'ર આટકતાં;
તે દિનના ટાઢાળ, વરશુ પરભવ નાગને

( જેમ સરોવરના નીર સાથે કિનારાને ગોઠડી, તેમ તારે ને મારે ગોઠડી હતી. આપણે આનંદ કરતા તે દહાડાથીજ હૈયામાં ટાઢક વળી ગઇ હતી કે, આ ભવ નહીં પણ આવતે ભવનો જરૂર નાગવાળાને વરીશ પણ તેં તો આ ભવમાંથીજ ઉંટા પાડયાં. )

પાષાણુ પિગળાવે ને સાગરનાં નીર સુકવે, તેવા દિલના વિલાપ નાગમદે કર્યે જતી. પોતાના પ્રાણુ પાછળ ઉરના લોહી વ્હેવડાવતી આ ચાયર કુમારીના વિલાપ અવિરત ચાલુ રહ્યા—

જે દી' તમે નાગ, તે દી' અમે નાગણી;
કાળજમાં કટાર, તે નવ જાણ્યું નાગડા.

સામૈયું સગા, મીઠું કાં માંડે નહીં;
વિનવીયે વાલા, પાલવ પસારી નાગડા.

નાણું માયલો નાગ, ફણુ માડી પાછો ફરે;
જાય ભાગ્યો જળમાંય, નોળી વાટ નાગડા.

વાળા ! તોળાં વા'ણુ, આવ્યાં સાયર ઝીલતાં;
ઉંડા જળ એલાણુ, નાગળ તુટયાં નાગડા.

વણીયાતીનું વહાણુ, બાંગ્યું એ ભાઠે ચડી;
મધ દરીયે મેલાણુ, નાંગળ તુટયા નાગડા.

નાગ ! નીસરણી નાખ, ડીયે આરે જઇ ઉતરીયે;
પાંપણીયારાંની પાંખ, નૂર ગુમાવ્યો નાગડા.

રાર તાર્ગીયા સુજાણુ, સુતે પણુ સઈયે નહી;
વીંધે કાળજ પ્રાણુ, રગતે રગડે નાગડા

મુનો તાણી સોડ, કોઈ પાંડરીય પછેડીયે;
બોલાવ્યા ન દે બોલ, નિંભર થીયો નાગડા

ધરતીનાં ધુંધણુ દીયે, માથે આભ ગેવાય;
ડગે તોય ડગ ન ભરાયે, ઈ કાળો નાગ કે'વાય

આવા હૃદય—ભેદક વિલાપથી ગિરનારની ટેકરી પણ ધ્રુજવા લાગી. સર્વ પ્રકૃતિ પણ રડવા લાગી. છતાંય વાલો નાગ ન જાગ્યો. ત ગેનો જાગે ! તેને તો અખંડ નિદ્રા લીધી હતી

આવા ઘણા વિલાપ કરી, દેવાનું દર્દ ઓછું કરી નાગમદે બહાર આવી. પોતાના કર્તવ્યે તેને જાગૃત કરી તેનામાં નવું બળ આવ્યું તે આમપાગથી લાકડાં વીણી લાવી અને દેવળ

પછવાડે ચેહ ખડકી ત્યારપછી પોતાના દિલારામ નાગનો દેહ ખોળામાં લઈ તે ચેહમાં બેઠી અગ્નિ હતો નહી ચેહ કયાંથી સળગે ? તરતજ તેણે પ્રાર્થના કરી —

“ હે પ્રભુ ! હે ભોળીયા નાથ ! ! જો હું પવિત્ર રહી હોઉં મારા આત્માને અને દેહને શુદ્ધ ગણ્યો હોય, હાડે હાડમાં મારા નાગના નામનાજ લેખ લખ્યા હોય, તો હે નોધારાના આધાર ! આ અભાગણીની ચેહને ચેતાવજે ”

પવિત્ર હૃદયની પરમ શક્તિ પિછાણનાર એ ભોળીયા ભગવાને નાગમદેની માગણીને પૂર્ણ કરી હડડડડડ કરતો અગ્નિ નાગમદેના જમણા અંગુઠેથી પ્રગટયો ને ચીતા ભડ ભડ ભડ સળગવા લાગી

એ ગગનગામી ધુમાડાના ગોટાઓ વચ્ચે કેમ જાણે એ બે પ્રેમી આત્માઓ છુપાતા ને અગમ્ય સ્થળ પ્રયાણ કરતા હોય !

શુદ્ધ પ્રેમને પિછાણનારી આયર કન્યા નાગમદે અને પ્રેમ રમતા કુમેનો નાગવાળો સંસારની નજર અદ્રશ્ય થયા એ પ્રણય પથે—એ અમર પથે ચિરકાળ પર્યંત પ્રેમ માણવા ચાલ્યા ગયા.

આજ પણ સ્નેહની વેદીપર ચડેલ એ ‘યુગલનું બલિદાન’ સોરઠની પ્રજા રડતા હૈયે સભારી રહી છે.



૧

લખમણુને જોગો બેય માડી જાય વીર હોય, તેવાજ ભાઇબંધ હતા. મિત્રતાનું ખરૂં રહસ્ય કુદરતે આ જોડીમાંજ કોતર્યું હતું. એની મિત્રતાના તાગ માટે લોકો કવતા કેઃ—

લખમણ જોગાની જોડ, આ જગમાં થાવી નથી;
તનડાં બે એક જી, હૈડાં મેળી ગોઠડી.

આ સંસારમા એમા લખમણુની જોડ તો થાવી નથી દિલ એક દેહ જુદા.

૨

મેઘલી રાત હતી. પૃથ્વીના દેહ પાટલે અનંતના અંધારા મંડાયા હતાં. આંખા બિચારા તારલીઆ પણુ અત્યારે કોણ જાણે ક્યાં છુપાઇ ગયા હતા કે, જેનો પતો પણુ નહીં. કલ્પના રહિતના મહાન ખેલાડીઓ પણુ કુદરતને આવી કાળ મુર્તિ ભેગી ભયંકર નિહાળી દિલથી ડરી જતા.

"અગાશીમા જાને '

'ફોરા પડે છે ને."

"ત્યારે નીચે કયા અંધારાનો જયશ એમા કાઇ પત્તળી નહીં જો"

લખમણ તરતજ અગાશી પર જવા દાદરે ચઢ્યો. જોગો નાહ જોતો બેઠો થોડી વાર થઇ પણ લખમણ નીચે ન આવ્યો જોગે બુમ પાડી. કાઇ જવાબ ન મળ્યો તે ઉઠ્યો અને ઉપર ગયો. જોયું તો લખમણ એક ચિત્તે કાંઈ સાભળતો ઉભો હતો. જોગાએ ઉપર જઇને પુછ્યું:—

"શું છે? લખમણ!"

લખમણે ધીરેથી કહ્યુ —

"તુ આહીં આવ. તને કોઇ રોતું મભળાય છે?"

જોગાએ પણ એક ધ્યાન કર્યું. કોઇના રડવાનો તીણો હૃદયભેદક સ્વર કાનને અથડાઇ રહ્યો હતો. જોગો બોલ્યો:—

"આ તો કોઇ બાઇ માણસનો સાદ લાગે છે કેમ?"

"હા, પણ મને તો 'ચરીતર'નો વ્હેમ આવે છે. આવી રીતના મેં ઘણીયવાર રોણા સાભળ્યા છે."

"હયેય હોય." જોગાએ આવા અંધારામા પોતાની ચમકતી આંખ્યો જે દિશાએથી અવાજ આવતો હતો તે દિશા તરફ ફેરવી. અને થોડીવારે કહ્યુ:—

"માળો અવાજ તો ભારે વહરો છે હૈડાને ડખે ઓવો છે હાવને થોડેક સુધી જાઈ '

"હા જાઈ પણ છાટા ."

'હવે કયા ફેગ પડે છે ' વરસાદ કાઇ નહીં આવે, અ' આવે તોય શુ ?"

' તઈ ચાલો અધારૂ છે તે મણી લેતા જઇએ ભેગો '

"હા, આપણા હથીઆર પણ ભેગી રાખીયે કોને ખબર છે !'

તરતજ લખમણ અને ભેગો નીચે ભોલમા આવ્યા અને શિરોહીની બેધારી પાણીદાર તલવારો લઇ ભેટમા મરણી ભીડાવી બહાર નિ ળ્યા

૩

રૂદનનો અવાજ ઓતરાદી ગથી આવતો હતો એટલે બ'નેય ઉતરફ વળ્યા લીલીયુ ગામ કાઇ મોટુ નહોતુ ભમો ધરની વસ્તી હતી અને ભેગમા લીલીયાનો ગરાસદાર હતો ગામ વટાવી મણીના અજવાળે રાજમો'વથી ઓતરાદા બ'નેય ભાઇઓ ચાલ્યા મણીના સ્થિર પ્રકાશથી હાથમાની નાગી તલવારો આગળ સલામ મારતી ઝળકઝળક થઇ રહી હતી આ બ'ને જેમ જેમ જતા ગયા તેમ રૂદનનો અવાજ પણ દૂર દૂર લાગતા માડયો. થોડા વેગી ઝડપે મનો મે માઇ જેટલે તો ચાલ્યા ગયા ત્યા સામે એક વાવ કળાણી અને તે પર કોક બાઇ બેઠી બેઠી રોતી દેખાઇ માદનો હ્રદય ભેદક હતો. કોઇ નવ યૌવનાનો કરૂણ સ્વર પ્રકૃતિને ખળભળાવી રહ્યો હતો

જોગો બોલ્યોઃ—

'લખમણ આનો જો-ીરાર "

'હા 'ચરીતર' વના બીજું કાંઇ ન હોય. પણ હાલો આજનો ચરીતરનાંય પારખા લઇએ."

બનેએ તરવારોને મજબુત પકડી લખમણે મણીને અંગરખામા સંતાડી દીધો. આ વખતે પવન મહારાજે વરસાદના ઘોર વાદળા વિખેરી નાખ્યા હતા એટલે આછા તારલીયાઓ પણ ચમકવા લાગ્યા. ચંદ્ર પણ નવ પરણિત સ્ત્રી ઘુંઘટમાંથી જેમ ડોકીયુ કરે તેમ ડોકીયુ કરી લેતો કેમ જાણે જગતના છત્ર પર દેવો સંતાકુકડીની રમત રમી રહ્યા હોય!

બાઇનું રોણું તો છાતી ચીરી નાખે એવું હતુ. આ બંનેય ત્યાં પહોંચ્યા, અને લખમણે હાકમારીઃ—

'એ બાઇ તું કોણું છો? આવી કાળી રાતે કાળજાં કેમ બાળી રહી છો!"

બાઇના રોણા એ તો વધારે કરૂણતા પકડી લખમણે અંગરખામાંથી મણી કાઢ્યો. મણીના તેજથી બાઇના મોઢા તરફ જોયું પણ બીજો ચંદ્ર. બાઇના વદનના સૌન્દર્ય આગળ મણી પણ કેમ ઝાંખો પડયો હોય! તેની આંખોમાથી ખરનાં અશ્રુઓ પણ લખમણને રુવાની રડના લાગ્યા તેના ઝુમકાએ લખમણની કઠોર છાતી કોરી નાખી. તે સ્થિર થઇ ગયો હાથમાંનો મણી પડી ગયો જાણયે કેમ પત્થરનો પાળીયો બની ગયો હોય!

લખમણની આવી દશા જોઇને જોગો પણ ચમકયો તેનેય નીચે પડેલો મણી લઇ બાઇ સામું જોયું. બાઇ તો રૂપ

રૂપના અમાર જોગાની પણ એ દશા બાઇએ હવે જરા ઉચી આખ કરી અને માથેથી ખરી ગયેન ઓઢણું જરા ઠીક કર્યું લખમણ પણ કઇક સ્વસ્થ થયો અને બોલ્યો —

" બાઇ આમ વન વગડે મઝળ કંપતી રહી છો ? તો શુ દુખ પડયુ છે ? તું કોણ છે ? "

બાઇ જરા ધીરી પડી અસુ લુછતા બોલી —

' વીર ! ! હુ ડેણ નથી ડાકણ નથી એક દુખયારી છુ '

જોગો તો ઉભો ઉભો તેના રૂપ રંગનુ પાનજ કરી રહ્યો હતો. લખમણે પુછ્યુ—

"શુ દુખ છે બેનડી ! બોલતો. ખરી

બાઇએ ફરી છેડાની આખ્યો લુછતા કહ્યુ.—

" ભાઇ હુ ને મારી નાની બેન ' કુભારેથી ' આવનાતા. દી' આથમે મારી જુવાન જોધ જેવી બેન વાવમા પાણી પીવા ઉતરી હુ સામા ઝાડ નીચ વિસામો ખાવા બેઠી પણ હજી સુધી વાવમાથી મારી બેન નથી નિકળી મ ઘણાય સાદ પાડ્યા, કાઠે ઉભા રહીને વાવમા જોયુ, પણ અંધારામા કાઇ નો કળાણુ ને કોઇએ હોકારો પણ નો દીધો ભાઇ ! હુ પણ વાવમા ઉતરતા બીની એટને ત્યારની આંહી બેઠી બેઠી અરે મારી... ..બેન

વળી કાળજુ વીંધી નાખે તેવુ રોણુ ચાલુ થયુ લખમણ જોગાના હાથમાથી મશાલ લઇ તરવારને મજબુત પકડી વાવમા ઉતર્યો. આહી બાઇએ જોગા સામી નજર કરી. જોગાનું હૈયુ વીંધાણું બાઇ બેઠી થઇ અને જોગાને પોતાની ભુજાઓમા

ભીડયો. પણ.....કોઇ વિજળી સબાકો મારે, તેમ બાઇ એગાને લક્ષ્મિ અદ્દર અદ્રશ્ય થઇ ગઈ.

વાનમ લખમણ ગયો. એક નવ યૌવના હસતે વદને બેઠી હતી મણીના પ્રકાશ કરતાય ઉજળું એના વદનનું ગૌરવ ભર્યું તેજ હતું લખમણ મુઝાયો. આ શુ? પણ બાઇ ઉપર તો નજર નાખી ન જાય. એટલું રૂપ અને એટલી માધુર્યતા. લખમણ તો જોઇ રહ્યો. તેનાય કાળજામાં ઉંડા ઘા પડયા. બાઈ હસતી હસતી બેઠી થઇ. લખમણના હાથમાંથી તલવાર સરી પડી બાઈએ લખમણનું બાવડુ પકડયું. અને .... અો તેય પણ વિજળી વળકે એમ લખમણને લઇને બ્હાર ઉડી. અને ગગન મંડળ તરફ અદ્રશ્ય!

એ બંને અપસરાઓ હતી. બંને બેનો હતી—બનેનાં હ્રદય—મંદિરમા જોગાને લખમણની પ્રતિષ્ઠા થઇ.

આજ પણ માંડવના ભયંકર જંગલમા આ જોગી વાવના ભેંકાર ભગ્નાવશેષો મોજુદ છે ત્યા જોગા લખમણના માનવ આકૃતિના રમણીઓના બાહુ પાસમા દબાયેલા બે પાળીયાઓ પણ જીર્ણ સ્થિતિમા પડયા છે.

લોકવાયકા છે કે :—

ત્યાં દી' આથમે રોજ જીવતા ઓળા દેખાય છે પરંતુ વર્ષો થયાં આ માર્ગ તદ્દન જન શુન્ય થઇ ગયેલો હોવાથી, આ બાતની સંભાળ કોઇએ નથી લીધી. આપણી સંસ્કૃતિના સ્મારકો માત્ર કથાનકોમાંજ રહ્યા છે.

હજુ સુધી પણ જોગીવાવનો કોયડો માનવ હ્રદયની

પ્રચંડ શક્તિથી સેંકડો વર્ષો પર્યંતથી ઉકેલાતો હા! માનવ હૃદયની એ વિરલ શક્તિએ એટલું તો શોધ્યું છે કે:—

'રોજ રાતે આ વાવ પાસે ચાર જીવતા ઓળા તરવરે છે, અને એક રોશનદાર મહેલ ખડો થાય છે અને તેની અગાશી પર ને ઓરડાઓમાં જોગી લખમણ અને બે અપ્સરાઓના જીવતા ઓળા અનેરો આનંદ, કલ્લોલ અને શબ્દોમાં ન વર્ણવી શકાય તેવો અપૂર્વ પ્રેમ માણી રહ્યા છે. પ્રભાત પહેલાં તો આ બાજી અલોપ થઈ જાય છે."

જીવતા ઓળાના કોયડાનો આટલો જ ઉકેલ! પણ શું આટલા જ ઉકેલથી આજના દુર્બળ હૃદયોને સંતોષ મળશે કે! હા. એ તો આ રહસ્ય જોનારને જડે. કુદરતને ન માનનારાઓ માટે કંઈ નથી



ઘોડા ઉલાળતો આપો ભાણુતો બા શાહના હાથી પાહે પુગો પણ પુગો ને અધ્ધનખીની વાત ખેચી. અત્ત નીના તે સુન ચાવા છે? જેમ હોલા ઉપર બાજ ઝપટ મારે, એમ એક કારમી હાવગ નાખતા ને ઉથળી પણ બાદશાહની અગાડી સુધી આ મ અંબાડીએ પોચતા તો ભાણે સંવગાક મવગાક કરતીક ને નાગણુ ખેચી ઇ ખેચતાજ તર ડાનો ફહશેરો જુદો ને હાથી ભાગ્યો ઇ બાદશાહના ડંકમા નો હાહાકાર વગ્તુગીયો બાપ!"

વારણે વાત કે'તા જગા વિમાસો માત્ર હૈકાની ા ૨ મોઢામા ભરાવી એક ગયગ્રો મોવી ઉડયો —

"વાહ ગઢવો વાહ! મારો રડાનો માગનર આપો ભાણુ તો જમરો, જાણે દુજો નાગનાણુ"

'હા ભા હા દુજો નાગગણુ'

પચ માત જગ્યાએ હામા હા મેગાવી સોનેરી હોકામાની રૂપેરી ધુમાડા કાઢના નાગરાણુ ખાચરા જરા મન ના. આજ ગણે એમ ભરવાડે ધોડતો ધોડતો શ્વાસ ભેર ડાયરામા આવ્યો અને નાગનાણુ ખાચર તરફ નજર નાખતા બાલ્યો —

'બાપુ' ગજબ થીયો ઓઇયો કાળુ મ ની આપણી ગાઉ સીમમાથી વાળી ગીયો છે અને રૂમડ પરતની ગજી મળમાવી મુખી છે

'ઈ મધીઓ ગાઉં વાળી ગીયો? સુના માવઝને જગાડી ગીયો?' કોઇ માવઝ કાગ્મોડ દોકાગે દીરે એમ પડમારો મરતાજ નાગરાણુ ખાચર કડોડાટ ઉભા થઇ ગયા અને મનનનન કરતી કાળી ખેચી આ જોતા ડાયરો પણ હનડી ઉડયો અને એણી માથે સમમમમમ મરતી ચાતીશ તપવારો મ્યાન બારી ચમકી

અને નાગરાણુના પ્રચંડ પડકારાથી થોડીવારમાં તો રાણકી, મુળકી, ઘોળી, તજણ, ખેરી, ચાંગી, ખોડી વિગેરે જાતવંતી ઘોડીઓ પૃથ્વી ધ્રુજે એવા દડબડ દડબડ ડાબા દેતી, દુશ્મનની છાતી ફાડી જાય એવી કપરી હાવળુ નાખતી, ચોરા પાસે ખડી થઇ ગઇ. ઉપર નાગી તરવારો નચવતા, લાલગલોલા જેવી આંખ્યો વાળા, કાઠીયો સ્વાર થયા. અને મુછે તાવ દેતા હાંકોટા પડકારા કરવા લાગ્યા. નાગરાણુ ખાચર પણ પોતાની 'વેલ' સાથે અસ્વાર થઇ મોવડ થયા. આગળ ભરવાડને પાછળ આ કટક. ગામ બારા નિકળ્યા પછી ભરવાડે–કાળુ સંધી ગાયો વાળી ગયો હતો ને દશ દેખાડી અને બધાય કાઠીઓએ એ તરફ ઘોડા નગડયા

દી' આથમ્યા પહેલા તો ત્રીશ સંધીડા સાથે ગાયું વાળીને જતો કાળુ સંધી આ કટકને કળાણો. જોતાંજ નાગરાણુખાચરે કાળુને પડકાર્યો:—

' એલા કાળામો'ના ધણી તરકડાં! થાજે માટી ગાઉના વાળતલ !"

સાવઝના હોકાટાથી જેમ જંગલના પ્રાણુ કંપી ઉઠે, હરણીયાના ગર્ભ ગળી જાય, તેમ કાળુ અને તેના માણસોનાં હાડકંપ્યા. પણ કાળુ સંધીય બહાદુર હતો. તરતજ તેને મોરચો માંડ્યો, અને કાળા મોઢાતીની તડો તડ તાળીયો પડવા લાગી. સુર્યાસ્ત થતાંમાં તો ભેટંભેટા પણ થઇ ગયા ને સટ્ટ ત્રાટક્યા બખતરના ઘોડાઉની હાવળો ને શુરવીરોના પડછંદ પાડતા હાંકોટાથી વગડો પણ કંપી ઉઠતો. તરવારોની સમસમાટીથી આસપાસ ના વાતાવરણમાં વિજળીના સબાકા જેવા ચમકાર પણ ઉતાવળ જેવા કળાતા.

બગભગ પોદણુ આરતીના વખત સુધીમાં તો ગળીઆણાના કાઠીઓએ કાળુ સંધીના વીસ માણસોનો ખો' કાઢી' નાખ્યો ને નાગરાનું ખાચરે ભાલ ની બુંડીથી કળુની ખોપરી તોડી નાખી કાળુ પડયો અને બીજા સધીડા ભાગ્યા. અને ડાયરો ગાયો વાળીને પાછો ગામમાં આવ્યા.

કહે છે કે આ ધીંગાણામાં ગળીયાણાના બેજ કાઠી મરાયા હતા. આ ધીંગાણું ચોટીલા અને ગળીયાણાની સીમ વચ્ચે થયુ હતુ.

આજે ગાની વા'રે જનાર ક્ષત્રિયો આથમ્યા છે આજના રાજવીઓના હૃદયમાંથી ગાયો પ્રત્યેની પુજ્ય ભાવના પશ્ચિમના એ પામર સંસ્કારોના પરિણામે સુકાઇ ગઇ છે આજે એ ધન ખાતર પ્રાણુ દેનારાા રાજવીઓ માંડ્યા માપડે છે

આજે તોઃ—

બાયલા, કાંગલા, રૈતડા, રોફમા, ચોખથી તો ફરે,
હોટરે, મોટરે, હાથમા હંટરે, ખેલતા ખુદતા જો ચરે
ઉજળી ભુતડી, ગર્દભી બગલમા, ગેલ કરતી હસે.
ફેનસી ફ્રોકમાં, બાઇને દેખતાં, મગજની તાપડી ટપખશે
લીટડા જેવડા, મસ્તકે આબર, ભુનડાં તો ભુડા ફગફગે;
ગગદુ'પો ક્રોસનો. તગડુ ટુરકી, ચાલમાં લફ્રકે

ઓ પ્રભુ !

અમારા રાજવીઓ પોતાના પુર્વજોના પુનિત પગલે ચાલતા ક્યારે શિખશે?



## પુનાં

૧

### સોહામણી રાત

આજે શરદ્ પુનમ છે. ચાંદો દેવળીયા ગામને પોતાની ચાંદનીમાં ન્હવરાવી રહ્યો છે. ગામની બાજુમાંજ ગીરની ભેખડો ભેટતી, રમતીયાળ ભાદર વહી રહી છે. ભાદરને સામે કાંઠે કેટલાય વર્ષો થયા ગામના મુખે રટાતી આવતી આંબાવાડી અપુર્વ દિવ્યતા દાખવતી દીપી રહી છે. દશ બાર આંબા વચ્ચેનું એ ચોગાન છે ને ચોગાન વચ્ચે કુદરતે રૂપેરી ગાલીચો બિછાવ્યો છે-આ ચોગાનમાં ગામ લોકો શરદોત્સવ, જાગરણ કે એવા બીજા ઉત્સવો ઉજવતા-આજ પણ કેટલીય ગ્રામ્ય ગૌરીઓ આ આંબાવાડીમાં ચાંદનીના પ્રકાશ સાથે ખેલી રહી છે. કારણ, આજે શરદ્ પુનમ હતી. થોડાએક નવ જુવાનડાઓ પણ આ લલનાઓની રમ ભ્રરી ગર્સલીલા, આંબે ચડીને, તો કોઇ એક બાજુ ઉભા રહીને નરખી રહ્યા છે, આવી શરદ્ પુનમની સોહામણી રાત જામી છે ત્યાં, દુરથી ચારપાંચ જુવાનડાઓને આવતા જોઇ બધા જુવાનડાઓ એકઠા થઇ ગયા, અને "અમરૂભા બાપુ આવ્યા" એમ કહેતા સામે ગયા. આહી આ સુંદરી સઘે

પણ તે પુરૂષ સંઘની દરકાર ન કરતાં એક રાસ જમાવ્યો. ત્યાંતો અમરૂભા પણ આવી પહોંચ્યો, અને સુંદરી સંઘમાં કોઇક સુંદરીને કેમ શોધતો હોય તેમ ચકળ વકળ જોવા લાગ્યો. તેને પોતાના સાથી માણસુરને કહ્યું:—

"એલા! પુનડી તો નથી કળાતી."

માણસુર જાતનો હજામ હતો. તેને આસપાસ નજર દોડાવી, અને એકદમ કેમ જાણે મોટો વાઘ માર્યો હોય, તેમ ગર્વથી કહ્યું:—

"એ પણે રઇ, બાપુ! ઓલી અમરડીને પછવાડે"

"હા, માળી." અમરૂભા બાપુ તે તરફ જોતા બોલ્યા:— આજ કેમ ઇ ગવરાવતી નથી?"

"કોણ જાણે" હજામડે સમાધાન કર્યું:— એનો વારો હવે આવવોતો હશે બાપુ!"

આ વાત ચીત થયા પછી તેઓએ એક આંબાડાળે બેઠક લીધી. બીજા જુવાનડાઓ પણ પોતાના મનને ફાવે તેમ બેસી ગયા. આહીં એક રાસ પુરો થયો એટલે એક ગોરી બોલી:—

'પુનાં! આમ્ય એમ કાંઇ બેકું નઇ પાલવે, ઓલવો રાસ આજ ચગાવવો પડશે ભા!"

પુનાં કાંઇ ન બોલી એટલે તરતજ બે ચાર જણીઓએ મળીને તેના બાવડાં પકડયાં અને ઉભી કરી. જાણે્ય સુંદરી સંઘનો ચંદ્ર ચમકયો. તેની મદભરી પગલીયો ડાળ પર બેઠા ટગે પુનાને નિરખી રહેલા અમરૂભાના હૃદયમાં ખુંચવા લાગી. અમરૂભાનું

અંતર પણ તલપાપડ થઇ રહ્યું હતુ. તેની બાવીસ વરસની જુવાની આ વખતે તેને હચમચાવવા લાગી તે બોલ્યો —

"માણસુર! મારા બેટ નીની હાલ જો તો ખરો એનાં મોઢાનો માર "

માણસુરે પણ બાપુને રીઝવ્યા —

'હા બાપુ! એની મદીલી આખુ તો જુવો. આપણા સામું રાક જોતી પણ નથી "

"એની મેળાયે જોશે " આ પ્રમાણે કહી અમરૂભા પોતાનો વિકાર નયનોથી તૃપ્ત કરવા લાગ્યો

હાથરૂી સમી સૌન્દર્ય દેવા પુનાએ રાસ ઉપાડ્યો —

"હીંસો હીસો સાહેલડી હૈયાના હીંચકે,
ઓટયો હીસાવે કાળો કા'ન હુલાસમા "

રાસની રસ ધાર સઘળી સાહેલીઓએ ઝીલી અને એકી સાથે સઘળી કેમ હૈયાના હીંચકે હીંચતી હોય એવી રીતે તાલના ટપાકા દેતી રસ છોળ ઉછાળવા લાગી.

"એના હાથમાં છે હીરની દોરી પમરઝડી,
જોબન જોલા ખવરાવે કાન હુલાસમા "

નિર્દોષતાથી ગવાયલી આ લીટી અમરૂભાના હૈયામા ખુંચી ગઇ. માણસુરીએ પણ તાનમા આવી જઇને કહ્યુ —

'અરે તારા જોલા!"

બીજા જુવાનડાઓ પણ પુનાના રૂપગુણને કથી રહ્યા હતા પુના તો મહીયેનડી બની ને રાસમાં તરબોળજ બની ગઇ—

ધીમી દોરી ખેંચીને સગાવે શોખથી,
નમી પડતી આબલીયાની ડાળ હુલાસમાં."

અમરૂભાનું હૈયુ ચમક્યુ. જાણ્યે કેમ એનીજ ડાળ નમી પડી હોય!

"હૈયું થડકેને નમતી આંખડલી;
દોરા રીયે ન હીસકાની હાથ હુલાસમા"

મનગી સાહેલીઓ પણ પુનાની માફક ભાનજ ભુલી ગઈ કેમ જાણ્યે કુદરતે રાસનો ભાવ એ રસિડાઓના હૈયામાજ ભરી દીધો હોય!

"ફાંબીને ઝાંઝર ઝમકે છે રંગથી;
થાતું હૈયામાં મીઠડું તાન હુલાસમા."

અમરૂભાથી આ રસહેળ ન ઝીલાણી એકદમ તેને તો માણસુરીઆને બાથ ભરી લીધી અને કહ્યું:—

'માણસુરીયા! માળી પુનકી તો હદ કરે છે હો!"

પુનાની પગલીઓ તો નાચતીજ જતી—

"વાંકી નજરે સહી! જોની ઉમંગથી;
ત્યમ સગાવે હીસકો કાન હુલાસમાં."

હવે જરા રાસની જમાવટ થઇ, અને સઘળી રાસરસિકાઓનાં હૈયાં હીંચકવા લાગ્યા:—

"પડી પડું એમ થાતું હો ઉરમાં;
વળી વા યે ભરાતું ચીર હુલાસમાં."

અમરૂભાની નજર આ વખતે રાસ રસિકાઓના રાસ મંડપ પર રમી ગઇ. કેટલીયેય ગૌરીઓના ચીર ચંદ્રિકાથી ભીંજાઇ રહ્યા હતાં. હૈયાં હુલ્લાસી રહ્યાં હતાં. પગલાં નાચી રહ્યાં હતાં. નયનો ચમકી રહ્યાં હતાં. ઉરનો ચડકો યૌવનને ડોલાવી રહ્યા હતો. છેલ્લી કડી તો પુનાંએ પોતાની સઘળી કળાથી ફેંકી.—

હારીને કા'નને કે'તી હું સાનમાં;
સખી ! થાતી ત્યાં હૈયા ભીડ હુલાસમાં."

રાસ પુરો થયો. રાસની કલાનો એ વખતે ચંદ્રિકાની પુર ભભકમાં રણકાર ગુંગ્રાઇ રહ્યો. કેટલાય નવ જુવાનોનાં હૈયાં ઘાયલ;થઇ ગયાં. કેટલીય રાસરસિકાઓ રસમાં ન્હાઇ ને થાકી ગઇ. અમરડીએ તો પુનાને બથ ભરી લીધી અને કહ્યું:—

" હૈયા ભીડ હુલાસમાં "

પુનાં હસી. અને એક ખુણામાં બેચાર યુવતીઓ વચ્ચે વીંટાઇ ને કંઇક વાતોના તડાકામાં મશગુલ બની ગઇ ત્યાં થોડી વારે માણસુરીયો આંબા ડાળેથી નીચે ઉતર્યો, અને અમરડી પાસે આવ્યો. અમરડી બોલી:—

' કેમ આઈ બાઈડીયુંમાં આવ્યો ?

" તને જોવા. " આ પ્રમાણે તે હરામીએ કોઇ ન દેખી

શકે તેવી રીતે તેના બાવડા પર ચુંટણી ભરી. અમરડીએ તેનાં જવાબમાં કહ્યું.—

'શું કામ છે ?"

માણસુરે કહ્યું.—

'અમરૂભા બાપુએ કેવરાવ્યુ છે કે પુના એક બીજો ગસ ગાય."

"આમેય અમે ગવરાવવાનાજ હતા" આ પ્રમાણે કહી અમરડી, પુનાં તથા બીજી સુંદરીયો ઉભી હતી ત્યા યૌવન નચાવતી ગઇ. અને લટકા કરતા બોલી—

"અમરૂભા બાપુને પુનાનો રાસ ગમી ગીયો લાગે છે"

"તેં કેંમ જાણ્યુ ?" એક કહ્યું.

"ઓલ્યા હજામ હારે હમણા કેવરાવ્યું કે પુના પાસે એક બીજો રાહડો ગવરાવો."

પુના આ સાભળીને મનમા મલકી, અનેથોડી વારે ફરી બધી સખીઓયે બીજો રાસ ગવરાવવા તેને ઘેરી પુનાએ પણ થોડીક રકઝક કરીને હલક ભર્યા સુરથી રાસને ઉપાડયો:—

૧

શરદ પુનમની રાત સોહામણી,<br>
વેણું વગાડે કાન સોહામણી,<br>
નાચે ને રાચે ઓલી ગોપીયું વનમાં.

૨

ચમકે છે ચાદો આભે અલબેલડી,
ઓઢ્યો કાન બકોરે વાલે સાહેલડી,
નાચે ને રાચે ઓલી ગોપીયું વનમાં.

૩

આભે છે ઉજળાં તેજ અલબેલડી,
ઇ તો કા'ને બીછાવી સેજ સાહેલડી,
નાચે ને રાચે ઓલી ગોપીયું વનમા.

૪

ચાદે ઘેર્યા જગ-ચોક અલબેલડી,
હૈયાં ઘેર્યા ઓલ્યા કાને સાહેલડી,
નાચે ને રાચે ઓલી ગોપીયું વનમાં,

૫

ચાદામાં અમૃત ભર્યું અલબેલડી,
કાનાની વાંસ થી સર્યું સાહેલડી,
નાચે ને રાચ ઓલી ગોપીયું વનમાં.

૬

ચાંદા અમી ઝીયે ચકોર અલબેલડી,
ઉરના અમી ઝીલો આપણુ સાહેલડી,
નાચે ને રાચે ઓલી ગોપીયું વનમાં

રાસ પુરો થયો. સઘળી સખીઓ પુનાંના મધુર કંઠના વખાણ કરતી પુનાંની આસપાસ વીંટાઇ વળી. અમરૂભાથી હવે જોયું ન ગયું તેને નીચે ઉતરી એક કાંકરી ઉપાડી અને બરોબર નિશાન તાકીને પુનાંના ગાલપર મારી, પુનાં ચમકી સામે જોયું તો થોડે દૂર તેને ચંદ્રના પુનિત પ્રકાશમા અમરૂભાનું કાળ જેવું ભયંકર હસતું મોઢું દેખાયું. તે કંઇ પણ ભાવ ન દર્શાવતા, ઘેર જવાના પ્રસ્તાવ પર આવી, અને બધીઓ એ વાતમા સંમત થઇ. અને થોડી વારે તો ટોળુ ગામ ભણી ઉપડયું રસમાં ઝોલા ખાતા જુવાનડાઓ પણ ઉપડયા અમરૂભા અને માણસુર કોઇની શરમ ન રાખતા આ સુંદરીઓના ટોળામાં ઘુસ્યા, અને પુનાં પાસે થઇને પસાર થયા અમરૂએ પોતાની બુરી દાનત ચાલતાં ચાલતા પુનાને જણાવી દીધી પુના અમરૂની આંખનો મલિનભાવ પામી ગઇ સ્ત્રીઓના હૃદય અને નયનો એટલાં સરવાં હોય છે કે પુરૂષના સારા યા માઠા ભાવને પળમાં પિછાણી લે છે. એટલે પુનાં ને પણ અમરૂની કાળી નજર પિછાણતા વાર ન લાગી. પરંતુ સરલતાની સૌમ્ય મૂર્તિ પુના જ્યારે પોતાના નેસડામા પહોંચી ત્યારે તેના અંતરમાંથી એ દ્રશ્ય ભુંસાઇ ગયું.

હવે કોઇ આંબા વાડીમાં નજર કરે તો એક બે કોયલો પુનાના રાગનો અભ્યાસ કરતી નજરે ચડે નિરાગ પ્રભુની પૂનિત પ્રકૃતિ અને ગામની રમઝોળનાં અદ્રશ્ય મોજા

૨

## પ્રલોભન

બીજે દહાડે અમરૂભાએ માણસુરીયાને દરબારમાં બોલાવ્યો; આવતાંજ માણસુર ગો બોલી ઉઠયો :—

"કેમ બાપુ! શું કામ પડયુ છે?"

અમરૂભાએ કહ્યું:—

"માળા વેવલીના જરા ધીમો તો બોલ, અંદર બાપુ બેઠા છે આમ આવ"

માણુસુરીયો અને અમરૂભા એક તરફના ઓરડામાં ગયા. આ ઓરડો શકિતનો ઓરડો હતો તેમા એક તલવારની સ્થાપના હતી પહેલાં તેનું પુજન થતું હવે તો કયારેક કયારેક ધુપ માત્ર દેવાતો. ઓરડામાં દાખલ થઈ અમરૂભાએ કહ્યું:—

"તે પુનકીતું ઘર તો જોયું છે ને? ત્યા જઇને એને એક શેર પેડા દઇ આવ જા અને અમરૂભાએ મોકલ્યા છે એમ કે'જે પાછો."

"માણુસુરીયાને કાંઇ કે'વું પડે"

અમરૂભાઇએ તરતજ ૭ આનાના પૈસા આપ્યા, અને માણુસુરીયો કંદોઇની દુકાન તરફ રવાના થયો

કંદોઇની દુકાનેથી શેરને બદલે પોણો શેર પેડા લઇ બાકીના પૈસા પોતાના ખીસામાં પધરાવી, તેને પુનાના નેસડા તરફ ચાલતી પકડી.

સુર્યનારાયણુ પુરજોરમાં તપી રહ્યા છે. પુના પોતાની માને ગીમમાં ભાત દેવા જવા માટે તયારી કરી રહી છે. ત્યા માણુસુરીયો આવ્યો. માણુસુરીયાને નેસમાં આવતો જોઇ પુના છાસની દોણી હેઠી મુકીને એકી ટશે તેને જોઇ રહી. તે પાસે આવ્યો ત્યારે પુનાએ પુછ્યું:—

"કેમ ભોલા! અટાણે મબળ આવ્યો!"

"સારા કામે આવ્યો છું પુના તું તો નસીબદાર!

"નસીબદાર શાની વળી!"

"લે, આની" આ પ્રમાણે કરી માણસુરીયાએ પેડાનું પડીકું તેના આગળ ધર્યું. પુનાની આંખ્યો ચમકી. ભૂલાઇ ગયેલી ગઇ કાલની ઘટના સ્મરણમાં આવી. તે બોલી :—

"ક્યાંથી લાવ્યો? મારે તો નથી જોતા."

"બાપુ અમરૂભાએ રાજપાથી મોકલાવ્યા છે. પુના!"

"મારે નો જોઇએ પાછા લઇ જા." આ પ્રમાણે કહી તે ઘરની અંદર ગઇ. માણસુર બ્હારથીજ કહ્યું :—

"પુના લે તો ખરી આવા પેડા રોજ મળશે."

અંદરથી અવાજ આવ્યો :—

"નાખ ઉકરડે."

માણસુરે ઘણી રકઝક કરી પણ તેને તો પેડા ન લીધા. અને પોતે 'ભાત' લઇને સીમમા ચાલી ગઇ.

માણસુર બીજા પાશેર પેડા લઇ શેર એક પુરા કરીને અમરૂભા પાસે આવ્યો હાથમાં પેડાનું પડીકું જોઇ અમરૂએ કહ્યું:—

"કેમ પાછા લાવ્યો?"

'રાંડે રાખ્યા નહીં. ઘણી માથાકુટ કરી પણ ઇ ફાટેલી સાંઢડા જેવી ક્યાં ગણકારે એમ હતી એને તો કીધું કે "નાખ

ઉકરડે " આ પ્રમાણે માણસુરે મીઠું મરચું ભભરાવીને મધળી વાત કરી નાખી

અમરૂ મનમા ધા ખાઇ ગયો કાંઇ પણુ ન કહેતાં માણુસુરને બે થડા આપી વિદાય કર્યો.

માણસુર ખાતો ખાતો પોતાને ઘેર ચાલ્યો ગયો અમરૂભા પણુ ફેરી રીતે પુનાને પોતાની કરવી એ વિચારના ઘુંચળા મનમા ઉકેલતો ઓરડામા આટા મારવા લાગ્યા

૩

## પરિચય

જરા પરિચય આપવો આ સ્થળે અસ્થાને તો નહીંજ ગણાય દેવળીયું ગામ ભાદર કાંઠે આવ્યુ છે ત્યાના દરબાર ભાણુ વાલેરા દેવળીયા સહીત બીજા ચાર ગામનો સિમાડો ભોગવે છે.

ભાણુ વાનેગની સાઠ વરસની ઉમર છે તેમને પોતાની જુવાનીમા " શકિત પુજન " કેટલીકવાર કરેલું પણુ અત્યારે એ જમાનો ચાલ્યો છે. તેમના હ્રદયમા નિખાલસતા અને સરળતા સ્વાભાવિક છે તેમના આદર્શ સસ્કારના પરિણામેજ આજ સુધી દેવળીયુ એક પ્રકારે સુખી, સયમી, અને ઉદ્યમશીન રહ્યુ છે. આ ગામમા છેલ્લા ચાળીસ વર્ષ થયા દુકાળ પણુ ન્હોતો પડતો, આથી ગામ તી લોક વાયકા એવી છે કે એ તો આપાભાણુના પ્રતાપ! આપાભાણુને સંતતીમાં એક પુત્રને એક કન્યા સિવાય કશું પણુ ન્હોતુ. પુત્રનુ નામ અમરૂભા. જેને કોલેજમા સાધારણુ જ્ઞાન અપાવેલું હોવાથી આ પ્રકારના સસ્કારો ! તેના જીવનમાં

શૌપાણાં છે. દરબાર પોતે તો અમરૂભાને ભણાવવા ખુશી ન્હોતા તેઓની માન્યતા તો એવી હતી કે આજ કાલનું ભણતર એટલે ધર્મ અને શૌર્યનો નાશ કરાવનારૂં એક કારખાનું. પણ ઉપરી સત્તાના કંઈક એવાં રચનાત્મક ફરમાનો હતાં તેમજ જમાનાનો પ્રવાહ પણ એ તરફ વળેલો હોવાથી દરબારે અમરૂભાને કોલેજમાં ભણવા મોકલ્યો હતો. ભણીને જ્યારે અમરૂભા ઘેર આવ્યો ત્યારે દરબારે પોતે તેની પરિક્ષા લીધી. અને પરિણામમાં માત્ર એટલુંજ જોયું કે હજારો રૂપિયા ભણતર પાછળ ખર્ચ્યા છતાં પણ હજી માત્ર ખેટઓનજ રમી જાણે છે અને ચારિત્ર બાબતની તો અનેક વાતો અત્યાર સુધીમાં દરબારના કાને આવી ગઇ હતી. પરંતુ આગળ ઉપર સુધરશે એવી આશાથી તેમને સઘળુ ખમ્યા કર્યું-માંજીવ્યા કર્યું

દરબારની પુત્રીનુ નામ અમુલાબા હતું. તેમની ઉમ્મર અમરૂભાથી નાની હતી. કાઠી કોમમાં યોગ્ય મુરતીયાઓના અભાવે અદ્યાપી તે કુંવારાજ હતાં-કુંવારા રાખવા પડયાં હતાં

પુનાં તે. એક રબારીની કન્યા હતી. તેના બાપનું નામ રામ હતું. તેની માનું નામ કુંવર હતુ મા બાપની આ એકની એક પુત્રી હતી. પ્રભુએ પુનાંમાં અપૂર્વ સૌન્દર્ય ભર્યું હતું. તે એટલી સૌન્દર્ય સપન્ન હતી કે તેનું વર્ણન કો વિરલ કવિજ કરી શકે. રબારીયોના રિવાજ પ્રમાણે તેનું પરણેતર પેટમાંજ થયું હતું. પરંતુ હજી સુધી તેની 'ઠગ' ન્હોતી થઇ. અર્થાત્ તેને સાસરે તે ન્હોતી ગઇ પુનાની ઉમ્મર આ વખતે સોળ વર્ષની હતી. તેના સોળ વર્ષ તે ચંદ્રની સોળ કળા

## કાળપની પ્રથમ રેખા

નિખાલસ દિલના મનુષ્યોના હૃદય સમી ઉજ્જવળ સંધ્યા ખીલી રહી છે. નદીયેથી પાણી ભરીને આવતી પુનાના બેડાપર સુર્યના આથમતા કિરણો કઇ અજબ રીતે નાચી રહ્યા છે તે કિરણોનો જેવો નાચ, તેવીજ પુનાની મીઠી પગલીઓ પડે છે.

પાછળ અમરૂભા ઉતાવળી ગતીએ ચાલ્યો આવે છે સંધ્યા સમયે કયારેકજ માણસો નદીના કાંઠે આવતા એટલે અમરૂભાએ આ નિર્જનતાનો લાભ લેવા કઇ અવાજ કર્યો—તે ઇશારો હતો, સીસકારા હતો. પુનાના લક્ષમા એ ઇશારો ન આવ્યો. તે તો ચાલતીજ રહી. ફરી પુનાંના નામનો ઝીણો અવાજ થયો. પુનાએ પાછળ ફરી જોયું, તો અમરૂભા. તરતજ તેને પોતાની ગતીને તેજ કરી. આમ ગતીને તેજ થયેલી જોઇ બિચારાં સુર્યનાં આથમતા કિરણો પણ કરમાયા જાણયે કેમ તેમને એ ન ગમ્યું હોય!

અમરૂએ પણ પોતાની ગતી તેજ કરી અને લગભગ પુનાની પાસે આવી પહોચ્યા પછી કહ્યું:—

"પુનાં! કાંઇ નો સાંભળ્યુ આમ ભાગે છે કેમ?"

"બાપુ! મારે ઘેર ઘણુાય કામ છે હું કાંઇ તમારી ઘોડે નવરી નથી" પુનાએ ચાલતા ચાલતાજ કોમળ સ્વરે કહ્યુ:—

"ઓહો! કાંઇ કામાળીની, જરા સામુ તો જો. ઓઢયા પેડા તેં કેમ નો' લીધા?" અમરૂના લગભગ એની પાસેજ ચાલવા લાગ્યો.

' અમારી રોટલાની ખાનારી રબારીની જાતને પેડા નો' રુદે બાપુ !" આવો મીઠો જવાબ આપી પુનાએ એક નિર્દોષ નજર અમરૂ પર કરી.

અમરૂભાઈની વૃત્તિ ઉત્તેજિત બની. તેનાં કાળાં હૈયામાં નિર્દોષતા ન સમાઈ તેને કહ્યું:—

"પુનાં! માગ પેંડા પાછા વાળ્યા, પણ હું તને ચોડો છોડવાનો છું."

પુનાં કશું ન બોલી. અમરૂભાએ ભાષણ લંબાવ્યું :—

"પુનાં! એ મારી વાત માની જા તો સારૂં છે હો; આપણે હીલોળા કરશું"

પુનાંએ મોઢું કાવકુ રાખી ચડપ જવાબ દઈ દીધો:—

"બાપુ ! વચારીને બોલો, આવા કાગ કપગ વેંણ તમારે મોંઢે ન શોભે."

"એમાં વળી કપરૂં શું કહી નાખ્યું ? ઈ નો જુવા ડા ઓને બનતું જ આવે હજી પણ કહુ છું કે આપણે આનંદ કરશું ને મજાયું માણશું."

પુનાને મૌન રહેવામાંજ લાભ જણાયો.

કાઠી બોલ્યો:—

"જો પુનકી! આપણે રોજ મજા કરશું વળી હું તને દાડી દપાડી પણ રોજ સારી આપીશ."

પુનાના મોઢા પર એક ગાળ ચડી ગઇ પરંતુ મર્યાદાએ તેને રોકી તે માત્ર એટલુજ બોલી —

"અમરૂભા ! તમને પગે લાગુ તમે મારો કેડો છોડો '

'અમરૂભાએ પુનાના કચી પ્રદેશ પર હાથનો ચાળો કરતા કહ્યુ:—

'બહુ માન શેની ખાશ "

પુના જરા આઘી ખસી તેના નેત્રો લાલ બન્યા શરિર આખુ ક્રોધથી ધ્રુજવા માડયુ પણ તે મૌન રહી.

ત્યા દુરથી એક માણસ વાસણીમા દુહા લલકારતો અમરૂભાને કળાણો. એટલે અમરૂ સટકી ગયો અને પુના દેવળવાળાનો પાડ માનતી નેસડા તરફ ચાલી ગઇ

૫

## પ્રભુના ધામપર.

દેવળીયાના દેવ ચોરાની અગાશીપર અમરૂભા, માણસુરની રાહ જોતો બેઠો હતો તેના હૃદયમા પુનાને કેરી રીતે મેળવવી તે વિચાર ચાલી રહ્યા હતા થોડી વારે માણસુર આવ્યો અને બાપુને વિચાર કરતા જોઇ બોલ્યો·—

"કેમ બાપુ ! ચ'તા શાની કરો છો ? '

"પુનડીની માણસુર ! માગી જગા મચક પણ નથી દેતી"

માણસુર અમરૂભા પાસે બેસી ગયા થોડી વાર સુધી કંઇક વિચાર કરીને બોલ્યો —

"બાપુ ! ઓલી મતલીને ખાયે તો આંહી બોલાવી વાતુ ઇ આપણ કેમ કરી દેશે "

અમરૂભાના મુખપર હાસ્ય ફરક્યું. તે બોલ્યો —

"હા છ તો આપણુને યાદજ નથી આવતી. જા એને ઝટ આહીંજ બોલાવી લાવ આહી કોઇ માણસ આવે તેમ નથી એટલે અહીંજ વાત ચીત કરશે "

"માણુસુર ઉંમગથી ઉઠયો અને જતા જતા કાંઇક યાદ આવ્યું એટલે પાછો ફર્યો અને કહ્યુઃ—

"બાપુ ! એક ત્રણ આના આપો તો નાસ્તો પણ લેતો આવુ જરા ઠીક પડશે "

અમરૂભાએ તત્તજ પૈસા કાઢી આપ્યા અને માણુસુર ચાલ્યો ગયો.

અમરૂભાએ અગાશીમા આટા મારવામા લગભગ અડધી કલાક સમાપ્ત કરી. સૂર્યનારાયણ પણ પૃથ્વીના પાપ-પૂન્ય અવલોકતા જરા નમ્યા સૌએ આથી જાણ્યુ કે રોંઢાનો વખત થયો

માણુસુર નાસ્તો લઇને અગાશી પર આવ્યો. અમરૂભા તેની રાહ જોતોજ ચક્કર મારી રહ્યો હતો. માણુસુરને જોઇ તેને કહ્યું —

"કેમ મતલીએ શુ કીધુ ?"

"હમણા આવે છે. હાલો આપણે ઓલી ઓરડીમા જઇએ "

અગાશી ઉપર ત્રણ ઓરડીઓ હતી આ ઓરડીઓમા ક્યારેક સાધુ મતો ઉતરતા અને વખતે વખતે આવા પાપીઓની પાપ લીલા ભજવવાના ગુપ્ત સ્થાનથી ગરજ સારતી

અમરૂભા અને માણસુર એક ઓરડીમા દાખલ થયા ત્યા સતલી આવી. સતલી જાતની બાવણ હતી. પ્રભુના કિર્તન ગાવાનો તેનો ધધો હતો પરતુ આજ કાલના સાધુઓનો તો એ "પ્રભુ કિર્તન" વેપાર થઇ પડયો છે. એ ન્યાયે સંતલી અને તેના પિતા જીવણદાસજી જીવન ગુજારતા

સતની ઓરડીમા દાખલ થતાજ બોલી --

"કેમ બાપુ ! આજ મમને યાદ કરી ?"

સતલી કાંઇ સ્વરૂપવતી ન્હોતી, છતા પણ નવજુવાન હોવાથી જુવાનડાઓના કામી દિલ સ્વાભાવિક તેના પ્રત્યે ખેચાતા

અમરૂભાએ તેનુ કાંડુ પકડી નીચે બેસાડતા કહ્યુ:--

"બેસતો ખરી, આ આવીને ઉભી' તને એક વાત કહેવાની છે."

સંતલી અમરૂભાની બાજુમા હેઠે બેઠી માણસુરીયે ટહુકો પુર્યો:—

"બાપુ ! વાત પછી કરજો પ્રથમ નાસ્તો કરી લઇએ."

તરતજ ગાંઠીયાને ભેળનું પડીકુ ખુલ્યુ. અને ત્રણેય સાથે ખાવા બેઠા વચ્ચે અમરૂભાએ પુંનાને મેળવવાની મધળી વાત મતલાને જણાવી દીધી સતલીએ મધળુ સાંભળ્યા પછી કહ્યું:--

"બાપુ ! પુનકી બહુ વમમી છે. તોય પણ તેને હુ સમજાવીશ તો ખરી."

"ના સમજાવીશ, એમ નહીં, ઇ તો એને મેળવી દેવી પડશે "

"મેળવી દઉ પછી શુ ?" સર્તલીએ નયનો નચાવ્યા

તરતજ અમરૂભાએ તેને પોતા તરફ ખેચતા કહ્યું:—

"તો તો તારા પાચ રૂપિયા સાચા "

હજામડો બ્હાર અગાશીમા, ખાલી પડીકાનો કાગળ નાખવાના મમે આવતો રહ્યો.

પ્રભુના ધામપરની ઓરડીમા પાપલીલા શરૂ થઇ.

નીચે રામજી મદિર હતું. પ્રભુની પુનિત મુર્તિના દર્શન કરી ગામ લોકો પોતાને પાવન માનતા. અને આમ અગાશીમાં આ પાપીઓની પાપ લીલા રચાતી.

કોઇને શકા થાય કે પ્રભુના દિવ્ય-ધામમા આવા નરાધમોને શિક્ષા નહીં મળતી હોય ! પરતુ એ મહાન પ્રભુને એવા પાપીઓની પડી છેજ કયા ? તે તો દિન રાત પોતાના પ્રેમી ભકત જનોના નિર્મળ હ્દયમાજ આનદ અનુભવે છે. શિક્ષા કરવાનું કર્તવ્ય તો પ્રભુએ સૌ સૌના કર્મો પર રચ્યુ છે. એ તો કુદરતજ તેના જેવાં બીજ તેવા ફળ પકવે.

' રાડ બાવણુ! બકી શુ રહી છો ઇ રૈયાએ તને કાક બધાવ્યુ લાગે છે "

સતલી ચમકી તેના નસકોરા પણ ફુલ્યા તે બોલી—

"ઓહો! કોઇ સાધુડીની દિકરી, જોઉં છુ કે કયા સુધી તુ તારી ટેકને વળગી રેશ '

"જા જા રાડ! તારા ઇ લોકાને કઇ દેજે કે પુના તો એના નામ પર થુકે છે "

વાત વધી પડી અને સતલી તથા પુના અહીંથી જુદા પડીને ચાલ્યા ગયા બંનેના હૃદયમા એક પ્રકારની ધગશ ચેતી રહી સતલીના હૃદયમાં વૈરની પુનાના હૃદયમાં પવિત્રતાની

એજ રાત્રે માણસુરીયાને મળીને સતલીએ સઘળી વાત ખુબ મીઠું મરચું ભભરાવીને અમરૂભાને કહી સંભળાવી અમરૂભાએ પણ "હવે તો નહીં મુકુ " એમ મક્કમપણે જણાવ્યુ

૭

## અત્યાચાર

અમરૂભાથી હવે તો ન રહેવાણુ, પુનાને મેળવવા માટે પોતા પાસે જેટલા ઉપાયો હતા તેટલા અજમાવ્યા પણ વ્યર્થ! હવે તો તેના હાથમા એકજ ઉપાય રહ્યો હતો. તે અત્યાચાર

રાત્રીના અગિઆરનો સમય થયો છે અજવાળી તેરસ હોવાથી ચદ્રદેવ ખીલી રહ્યા છે. આ ટાણે અમરૂ એકલો પુનાના નેસ તરફ ચાલ્યો, પુનાના ઘરનો કાંટો દુર કર્યો તો પુનાં, રૂપ

રાશી પુના, ગ્રામ્ય કુસુમ પુના, સૌન્દર્ય દેવી પુના કુળી વચાળે ખાટલાપર ભર નિદ્રામા સુતી હતી ચદ્રથા વદનપર ચદ્ર જાયો ત્સના અપુર્વપણે પુનાના ગુલાબી ગાલને ચુમી રહી હતી કેમ જાણ્યે એ ચદ્ર કિરણો પણ એ સુકુમાર વદનને ગલગલીયા કરતા હોય ! ખાટલાથી થોડે દુર બે ત્રણ વાછરૂ અને થોડાક બકરા ગાડરાંના બચલાઓ એક બીજાની હુ ફમા ઘોરી રહ્યા હતા અમરૂ કારાને પાછો વાસી, પુનાના ખાટલા નજીક આવ્યો.

પુનાના મા બાપ સીમમા ઓકે રહેતા હતા એટલે તે બાબતનો અમરૂને ભય ન્હોતો રહ્યો ઘડીનાર તો તેને પુનાના વદન તેજનું નયનોદ્વારા રસપાતજ કર્યા કર્યુ અને પોતાની વિકારી લાગણીએ પુનાનુ વદન ચુમવા અમરૂને ઉશ્કેર્યો તેને આ સાહસ કરવા વિચાર કર્યો. તે રહેજ વાકો વળ્યો ત્યા એક ગાડ કુ સળવળ્યુ અમરૂ ચમકયો કે કોઇ માણસ તો નથી ને ! પરતુ એ તો માત્ર ચોર ગામીનો જેવો ભ્રમ તેવોજ તે ભ્રમ માત્ર હતે

ફરી પુનાના ઝગારા મારતા વદન પર તેને પોતાની ઇચ્છાને છુટી મુકી. પણ કુદરતેજ પુનાને પડખુ ફેરવવા કેમ સુચવ્યુ હોય તેમ તે પડખુ ફરી

અમરૂએ હવે પોતાને ન રોકતા પુનાનો સુકોમળ હાથ પકડયો, હસ્ત સ્પર્શ થતાજ પુના ઝબકી ને જાગી જોયુ તો અમરૂભાની કાગ જેવી આખ્યો પોતાને નિરખી રહી છે પુના એકદમ બેઠી થઇ અને હાથ છોડાવી ખાટલા નીચે ઉતરી ગઇ

અમરૂભાએ કહ્યુ.—

" પુના ! કેમ ચમકે છે ? હુ કાઇ ભુતભુત નથી હો

પુનાને શુ કહેવુ તે કાંઇ ન સુઝયુ

અમરૂભા ખાટલા પર બેસતા બોલ્યો:

બેસને શરમાય છે કેમ?" આ પ્રમાણે કહી તેને પુનાનો ફરી હાથ પકડયો પુના હાથ છોડાવતા બોલી—

"અમરૂભા' કાંઈ ગાંડા તો નથી થયાને! તમે તો અમારા મા બાપ ગણાઓ. આમ જો લોકો (રૈયત)ને કનડશો તો વે'લી તમારી રાજગાદીયુ ડગમગશે. બાપુ! તમારી જુવાનીને દાબુમા રાખો અને હુ તો મારા ધણીની છુ એવું કાંક સમજો. આમ અડપલા કરો છ કાંઇ તમારા જેવા ગામધણીને ન શોભે. આવતી કાલે તો તમે દેવળીયાના દેર કે'વાશો. એટલે શું તમે તમારૂ દૈવત આવુ દેખાડશો? તમારે તો લોકને...... ....."

"મારે છ શિખામણ નથી સાભળવી. અને તને પ્રેમથી વિનવુ છુ તેનો માઠો ઉપયોગ નો કર ને આવ............"

આટલુ કહી અમરૂભા ઉભો થયો અને પુનાનો ફરી હાથ પકડયો. પુનાથી હવે ન ખમાણુ. તેને આચકો મારી હાથ ખેંચી લીધો અને રોષ વાઘણ ગરજે તેમ ગરજી—

" તઈ ખરી કાઠીયાણીનાં પેટનો હોતો આ........."
આ પ્રમાણે કહી તેને પાસે પડેલ લુગડા ધોવાનો ધોકો ઉપાડયો પુનાના નિર્મળ નયનોમાથી અંગાર ઝરવા લાગ્યા

કામી અમરૂએ ફરી તેના દેહ પર હુમલો કર્યો. અને પુનાને બથમા લીધી. પરંતુ દુધમલણી પુનાંએ એવો તો તેને ફેંકયો, કે સામેનાં ખાટલાપર અમરૂ ઉંધ મુખ થઇને પડયો તે પુનાના બળને પામી ગયો. અને પુના તરફ લાલ ચોળ નયને જોઇ રહ્યો. પુના બોલીઃ—

'મોરા રોયા! તારા કુળને આંઇ ઉજાગવા આવ્યો છો!

"અરે! રાંડ ગોતકીની." આમ કહીને અમરૂ પાછો ઉઠયો અને પુનાં તરફ ધસ્યો. આ વખતે તે વકરાયેલા વરૂ જેવો કળાતો.

પુનાએ તત્કાળ એક કારમી ચીસ પાડી.

બકરા ગાડરા પણ ચમકીને પોતાની માલેકણના વદન તરફ નિહાળી રહ્યા. પુનાંની ચીસ સાભળીને સામે દુરના ધરો માંથી સુતેલા બે ત્રણ રબારીઓ જાગી ગયા અને 'શુ છે' શું છે' કીયો છે?" કરવા લાગ્યા ત્યા તો ફરી પુના ગર્જી —

"એ ભાઈ મેરા! દોડજે.........દોડજે........."

પુનાંનો સાદ પારખી મેરો બે ત્રણ રબારી સાથે પુનાના ઘર તરફ દોડયો આંહી અમરૂએ પુનાને પછાડવા પ્રયત્ન કર્યો ત્યા તો દુધમલીયા આવી પહોચ્યા, અને જેમ બકરાનું બચલુ ઉઠાવે તેમ અમરૂને ઉઠાવીને ફંગોળ્યો. પુના બોલીઃ—

'ભાઇ મેરા! આ પિટયો કયારનો કનડે છે."

"અરે! તારી માના કાકા!" કહીને બીજાઓએ તેને બથમા લઇને કચડયો, અને મજબુત પકડયો. ત્યાતો પાચ સાત

માણુપ બીજુ પણ ભેગુ થઇ ગયું અને "ભાણુવાલેરાનું આ બીજ, આનું નામ તો દિવા પાછળ અંધારૂ" આવા વેણથી વત્રાતી મૈ એકમત થઇને એજ ટાણે આપા ભાણુ પાસે તેને લઇ ચાલ્યા. કારણ કે ઘણાંયને અમરૂભાની આદત ખુંચની હતી, એટલે આ વખતે તો કોઇએ ન છોડયો.

## ૮

## કર્ત્તવ્ય.

આપો ભાણુ મીઠી નિંદ્રા લેતા ઓસરીમાં ઢોલીયાપર સુના હતા. ત્યા તો કાગારોળ કરતું આ રાવણું પહોંચ્યું. દરબાર જાગ્યા જોયુ તો પોતાના કુળનું ગૌરવ સામે કાળું મોઢું લઇને ઉભું છે. દરબારે શાંતિથી પુછ્યું:—

શું છે! મેરા!

મેરાને પોતાના ધણીનાં સદ્દગુણો સાંભળી આવ્યા તે વધું કાંઇ ન કહેતા, માત્ર એટલુંજ બોલ્યો

"બાપુ! બીજું શું આ અમરૂભા બાપુની આછકડાઇ."

દરબારે અમરૂભા તરફ નજર કરી કોઇ વિનાશની મુર્તિ જીવંતરૂપ ધારણ કરીને ખડી હોય, એવો પોતાનો પુત્ર દરબારને લાગ્યો

દરબારે ત્યારબાદ સઘળી હકીકત શાંતિથી પુછી. જેટલું મેરાએ જોયું હતું તેટલું કહી સંભળાવ્યું. દબારના સન્મુખ "રાજ કર્ત્તવ્ય" ખડું થયુ. તરતજ તેને ઉભા થઇ, ડાબા હાથની ચાર અમરૂભાના જડબાપર ચોડી દીધી. બધાય રબારીઓ

"હું હું બાપુ! ઇ હોય નહીં ઇ તો જુવાની છે તે ભુલ થઇ જાય." એમ કહી રહ્યા.

"ભુલ શેની થાય! કાલ સવારે તો ઇ ગાદીયે બેસશે"

"હાય બાપુ! હોય!"

"કાંઇ ન હોય મેરા! આવી કેટલીય વાતો માળની સાંભળીને મારા તો કાન બેરા થઇ ગયા. આજનો હવે તેને મારેજ છુટકો"

"અરે! બાપુ ઇ શું બોલ્યા?"

દરબારે કાંઇ ન સાંભળ્યુ અને તત્કાળ પસાયતાને સાદ પાડી, એજ વખતે નાના કેદખાનામાં અમરૂભાને લઇ જવાનો હુકમ કર્યો અને રબારીઓને દિલાસો આપી વિદાય કર્યા. મેરાને જતી વખતે દરબારે કહ્યું:—

"દી ઉગે તઈ પુનાને લઇને મારી પાસે આવજે."

મેરો "ભલે બાપુ" કહીને બધા રબારીઓ સાથે ચાલ્યો ગયો. ત્યારબાદ બાકીની રાત્રી દરબારે ચીંતામાજ પસાર કરી. પોતાના પુત્ર કરતાં પોતાનુ કર્તવ્ય તેને વધુ પ્રિય હતુ.

## ૯

## પવિત્રતાને કાપડું

બરોબર દિ' ઉગ્યે પુનાં મેરાની સાથે દરબાર પાસે આવી. દરબારતો પોતાના સંતાનની ચીંતામાં દાતણ કરવું પણ ભુલી ગયા હતા. પુના દરબાર પાસે નીચું જોઇ ઉભી રહી. દરબારે તેને કહ્યું:—

" આવ દીકરી ! બેસ. ઇ કાળમખાને એના કાળા કામાનો બદલો મેં આપ્યો છે."

પુના કંઇ ન બોલી. શરમ સંકોચ અને લઘુતા તેના ચ્હેરા પર ફળાઇ રહ્યા હતા.

દરબારે થોડીવાર રહીને ધીમે ધીમે બધી વાત પુછવી શરૂ કરી. પુનાએ આબાવાડી થી તે અત્યાર સુધીનો ઇતિહાસ કહી સંભળાવ્યો. દરબારે પુરી વાત સાંભળ્યા પછી કહ્યું:—

" દીકરી, તારા જેવી આ કળજુગમાં થોડી હશે તેં આજ અમારા કુટુબને ઉગાર્યું છે. તારી ટેકે તો મારા રાજ્યની અમ્મર કીર્તિ રાખી." આ પ્રમાણે કહી દરબારે નોકર મારફત મંજુસ મગાવ્યો. અને તેમાથી સો રૂપીઆ રોકડા કાઢી પુનાને આપતા કહ્યું:—

" લે દીકરી, આ કાપડું."

પુનાની આંખમાં પોતાના રાજા પ્રત્યેનો પ્રેમ ઉભરાઇ આવ્યો. તેને ભીના નયને એ ભેટ સ્વીકારી. અને રજા લઇને ઉઠી. ત્યા માણસુરીયો કાઇ ખબર ન હોવાથી બાપુ પાસે આવ્યો. માણસુરને જોતાંજ દરબાર તેને પોતાની પાસે બોલાવ્યો, અને પુનાએ કરેલ વાત ધ્યાનમા હોવાથી એજ વખતે પોતાની દાઝ તેના વાંસાપર કાઢી. અને તેજ ઘડીએ ગામ છોડીને ચાલ્યા જવાનો હુકમ સંભળાવ્યો.

× × × ×

થોડીવારમા તો પુનાંના શૌર્યની વાતો ગામમાં ચર્ચાવા લાગી અને એજ વખતે માણસુરીયાનાં ઉચાળા જતા ગામે જોયા

માણુસુગીમાંથી કદાચ ૧૧ કેટલાક લોકોના મોઢામાંથી સ્વાભાવિક બોલાઇ જતું કેઃ—

"સાપ ગયો, એક માલ ગયું. ગંડનાએ કુપાડો લીધો હતો."

## હૃદય પલટો

અમરને ત્રણ દહાડા સુધી દરબારે ન અન્ન આપ્યુ કે ન પાણી પાયું

ગધાની કોટડીમાં એ પાપીની દશા મરણ તોલ થઇ રહી. અને પોતાના અનેક કાળા કામો તેનાં સન્મુખ અટ્ટ હાસ્ય કરતાં નાચવા લાગ્યાં

આજ દરબારે એ કાળ કોટડી ખોલી જોયું તો અમર જીવન-મરણના પ્રશ્નોનો ઉકેલ કરતો પડયો છે. તેના વદનપર દરબારે પશ્ચાતાપની રેખાઓ નિહાળી.

પોતાના પિતાને સન્મુખ જોઇ તે રૂંધાતા સ્વરે બોલ્યોઃ—

"બાપુ! પા ........ણી........."

દરબારની આંખોમાં અશ્રુઓ આવી ગયા બીજીજ ક્ષણે તેના ચ્હેરાપે કડપતા પકડી. બોલ્યાઃ—

"અમર તું મને જેટલો વ્હાલો છે, તેટલોજ આજે... ......" વધુ દરબાર ન બોલી શક્યા.

અમર બોલ્યોઃ—

"બાપુ......હવે......હું સમજ્યો......"

રાજગાદીયે બેસતી વખતે અમરૂએ રાજતિલક પુનાના હાથેજ કરાવ્યુ. અને પોતે રડી પડીને પુના પાસે માફી માંગી. તેમજ બ્હેન કરીને તેને પાચ સાતીની જમીન અને સવા પાનસો રૂપીયા કાપડાના આપ્યા

× × × ×

આજ અમરૂના એના પિતાની માફક પ્રજામા પૂજાય રહ્યો છે. તેના દરબારમા નિત્ય રામાયણ ભાગવત અને ભજનોની રનક વખતો વખત જામ્યા કરે છે. તેમજ અનેક ગરિબ ગરબા મ તોષાય છે આ બધી વ્યવસ્થા પુનાની સુચનાઓને આભારીનેજ હતી

ગારણ મતની પણ સન્માર્ગે વળી છે

ગામ પણ પુનાના આદર્શને પોતાના જીવનમા પચાવી ન્યુ છે

પ્રભુ ! ભારત વર્ષને આંગણે આવી અનેક પુનાઓનો પરિચય કરાવો



ચંદરડા ને પાદર આજ નવાબે તંબુ તાણ્યા છે. પાંચસો તરકડાની ફોજ "એની એવી" કરતી પડી છે. ગામના જુવાન કાઠીઓ ગામતરે ગયેલ છે. ગામનો દરબાર ગીગોખાચર નવ પરણ્યેન કાઠીઆણીની સોડમાં સુતો છે. એને ખબર નથી કે ગામને પાદર મુસલમાનોના ટોળાં ઉતર્યાં છે.

કાઠીઆણીના ઘેરા અને અણીયાળા નયનોમાંથી ઓમરતા જાદુ ઝીલતો, તેના હૈયાના હેતભર્યાં અમૃત પીતો, મીઠા અને ગુલાબી જીવતા પ્રવાળ જેવા અધરોને ચુંમતો, એ રસભર્યાં યૌવનની અનેરી લાલી પોતાના ઉપર પાથરતો, ગીગોખાચર પોતાની જુવાન પત્નિના યૌવનની શિતળ છાયાંમાં સુતો છે. ત્યાં બહારથી પસાયતે હાકલ કરી :—

"દરબાર! જરા નિકળો! મુંડકાઓની ફોજ પાદરમાં પડી છે."

ગીગાના કાન આડા કાઠીઆણીના ગુલાબી જોબને પડદા પાડયા હતા એટલે તેને પસાયતાની હાક્લ ન સંભળાઇ. યૌવનનો આનંદ લુટતા રસિકોને દુનિયાનું ભાન એ વખતે ઓછુ હોય છે. પસાયતે ફરી કહ્યુ. કાઠીઆણીના કાનમા એ હાક્લ ઉતરી. તે બોલી :—

" કાઠી ! જરા સાંભળ તો ખરો. આટલો બેરો સબળ થઇ ગીયો ? "

હવે કાઠીના કાનમા પસાયતાના વેણે પ્રવેશ કર્યો. સાંભળતાજ ગીગાનું મોઢુ બાફેલ રીંગણા રોડ્ડ થઇ ગયુ શુ કહેવુ ને ન સુઝ્યું. કાઠીઆણી બોલી :—

" મોઢું મગજ ઉતરી ગીયુ કાઠી ! જા. ને તરકાને તારા બાવડાના બળથી હાંકી કાઢ. "

" બાવડાના બળ બધા ગામતરે ગીયા છે હું એકલો તે શું કરું ? "

" આપ બાવડે ઝુઝીયે. પરબાવડ પાદશાહી નો માણીયે. પારકાના બળના ભરોસે તો કટલીય રાજગાદીયું આથમી ગઇ કાઠી ! "

પણ કાઠીઆણીના વેણ ગભરાયેલ ગીગાના હૈયે ન ઉતર્યા. તેને વિચાર કરીને કહ્યુ —

" હવે ઇ બધી પડય મુક, ને સાબદી થા એટલે આપણે ભાગી છુટીયે. જીવતા રશું તો એક નહીં ને અનેક ચંદરડા વસાવીશુ. "

"વસાન્યા બાપ! ચંદરડા તે કાયાનો મોહ મુગાય નહીં છ તે શુ મોય મારવાનો હતો! મરવુ ગમે ને મરી જાશે ઇજ નવા ચંદરડા વસાવે તારા કાયરથી ચંદરડા નો વસાવાય."

માહીના કાગળ સોસરવા આ વેણુ નિકળ્યાં કાઠીએ ભાગી છુટવાની બારી કાઢી :—

'કાઠીઆણી! તુ હજી ......'

"મારી ચતા કરીશમા રાંડી જૈયત માટે તુ પ્રાણ દેતો હો તો મારી જુવાની ભલે અત્યારે સળગી જતી"

"લ્હાવા લુંટવા બાકી છે કાઠીઆણી! તારાથી જુદુ પડવુ નથી ગમતુ"

"વોય, કાઠી! આવો બાયલો જાણ્યો હોત તો પરણતા પહેલા વિચાર કરત. કાઠી! આ કાઇ વેરલા ગોતકાના પરણેતર ન્હોતાં આ તો શુગતનના પરણેતર હતા હું તને નો'તી વરી મરદાઇને વરીતી. પણ તુ તો કાયાનો કીડો નિકળ્યો ગોલાની જાત કરતાંય નપાવટ નિકળ્યો ફટ છે કાઠી, તારી જણનારીને'

કડકડતુ તેલ જેમ કાનમા રેડાય તેમ કાઠીઆણીના વેણુ કાઠીના હૈયા સોસરવા ઉતર્યાં. પણ તે કઇ બોલી શક્યો નહીં ફરી કાઠીઆણી ગરજી:—

'બોલ! મરદાઇના ખેલ માંડવા છે કે વાસનાના જુખ્યા થઇને ભટકવુ છે?'

"કાંઇ નથી સુઝતુ કાઠીઆણી! તુ ન્હાની છો તને વેળા કવેળાની સમજણ નો પડે. અટાણે આપણો મરદાઇ બનાવવાનો સમો નથી."

' તઈ એ કમાઈઓના હાથમા રોકડી રૈયતને સોંપવાનો મમો છે ?"

કાઠીએ કો જવાબ ન આપ્યો માત્ર કાઠીઆણીનાં શૌર્ય ઝરતાં નયનો તરફ નિરખી રહ્યો કાઠીઆણી બીજા ઓરડામા જતાં જતાં બોલી :—

" મારી બે' રાખીશમા ને રૈયતના રોટલા બચાવવા શાબદો થાજે ઈશ્વરે તને ધણી કર્યો છે તે કાઇ રૂપાળો દેખીને નથી કર્યો રખોપુ રાખવા કર્યો છે. રૈયતના જીવતરનો ચોથ ભાગ બેઠો બેઠો ખારા તે હરામનો કરમા. રૈયતને રોટલે રાજ નભે ને રાજના રખોપે રૈયત નભે "

કાઠીઆણીએ પોતાનો ઓરડો બધ કર્યો તેવોજ ગીગો ઓરડા તરફ ગયો ને કમાડ ખખડ્યુ. પણ કમાડ શેના ઉઘડે ? ગીગાએ કમાડની સાધમાં નજર નાખીને જોયુ તો કાઠીઆણી મ્યાનમાથી તરવાર ખેંચી રહી છે ગીગો બોલી ઉઠ્યો :—

" એ રે'વારે કાઠીઆણી ! તારા વના ઘડીકેય નહીં જીવાય. આ ગીગો કમોતે મરશે "

ઓરડામાથી દઢ સ્વરે કાઠીઆણીએ કહ્યુ —

' હવે જીવવાની હોસ પડી ગઈ કાઠી !

કાયર મ હોજે કંથડા, કે લેતા ઉચાળા,

મરદ મળજે કંથડા, કે માથે મોતાળા

હવે ભાગ તારે ભાગવુ હોય ત્યા કાયર કથની સોડમા ભરાવા કરતા તો હસતા હસતાં મોતને ભેટવુ સારું."

કાઠીઆણીનું આ છેલ્લું કથન : ને એજ વખતે ધબકારો થયો. ગીગાએ સાંધમાંથી જોયું તો કાઠીઆણીનું મસ્તક અટ્ટહાસ્ય કરતું એક તરફ પડયું :

કાઠીઆણીના પવિત્ર લોહીની ધારાથી કાયરનો ઓરડો રંગાઇ રહયો. આ દશ્ય જોતાંજ ગીગાનાં ગાત્ર કંપ્યાં. કાળજું ધ્રુજવા માંડયું. સૌન્દર્ય ભુખ્યા નયનોમાંથી અશ્રુઓ ખરવા લાગ્યાં. વાસના તરસ્યું હૈયું સુકાવા લાગ્યું.

આજ વખતે બ્હાર "એલી–એલી"નો કાળો ગોકીરો ગીગાના કાનને અથડાયો. હતાશ કાઠી ઉભો થયો તલવાર લીધી પણ હાથ ધ્રુજવા. ભાગવું કે ઝુઝવું એ પ્રશ્ન તેના મનને ચકડોળે ચડાવવા લાગ્યો. મરદાઇ પૂજક પત્નિના વેણ પણ ખટકવા લાગ્યાં. ફરી દુશ્મનોનો ગોકીરો સંભળાયો. કાઠીના હૈયામાં પણ એવોજ ગોકીરો મચ્યો. જીવવું કે મરવું ?

પણ જ્યારે દરબારગઢના દ્વારનો કડડડડ અવાજ સંભળાયો ત્યારે ગીગાનો જીવવાનો નિશ્ચય ઉડી ગયો. માત્ર પોતાની સ્ત્રીનાં વાકયોનું સ્મરણ કરતો, ખુલ્લા કેશે ને નાગી તરવારે મ્હેલ બારો નિકળ્યો જોયું તો ચોગાનમાં દુશ્મનોનું દળ આવી પુગ્યું છે.

તરકડાઓને જોતજ ગીગાની ભુજાઓમા કેસરીસિંહ સમા શૌર્યનો સંચાર થયો. "જે સુરજ નાયતી" કહેતોકને ગીગો તરકડાના ટોળામાં કુદયો આખ્યો મીચીને મડયો ગાજરીયાં બોડાં વાઢવા. હવે ગીગાના અંતરમા કાઠીઆણીને મળવાની હોસ પ્રગટી.

બે ઘડીમાં તો ગીગે તરકડાનો ધાણ કાઢી નાખ્યો. બળ વગરનાં બાવડામાં કાઠીઆણીના આત્માએ કેમ બળ રેડયું હોય!

પરંતુ એકલો ક્યાં સુધી ટકાવ ઝીલે? આખરે અનેક ઘા સહન કરી ગીગો ખાચર પડ્યો. મરદાઈના પૂજન ઈચ્છતી કાઠીઆણીના પાછળ એનો આત્મા ચાલ્યો ગયો

× × × ×

રાંકડી પ્રજાના રક્ષણ ખાતર રક્ત રેડવાનો પડકાર કરનાર પ્રજાની માતાઓમાંથી એ માનૂ ભાવનાનો આજે લોપ થયો છે.

× × × ×

વિલાસ અને યૌવનના ગુલાબી આનંદ પાછળ આજે મરદાઈનાં પુજન અદ્રશ્ય થયા છે એ ધગશ ભર્યાં રાજ કર્તવ્યો આજે જુદી દિશાએ વહે છે.



# મરદની હાથલ

૧

"ડરગા! જરા જોતો ખરો કાંઇ આંધળો છો?" એક જુવાનડાએ પોતાની હાલ્યની ઝપટમાં અથડાતા, એક સીતેર વરસના ડોસાને કહ્યું. ડોસાનું બોડું ખમીર તપ્યું. તે બોલ્યો:—

'ઇ કીયો દેખતીનો છે વળી."

જુવાનડો થોભ્યો કાનમાં કડકડતું રેડાણું હોય તેમ તાતુ લોહી ઉછળી પડ્યું અને ભમરડા જેવી આંખ્યોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તે બોલ્યો:—

'કેમ આપા! નાગણું મોઢામાં નથી રેંતી?"

આપાએ જુવાનડાને પારખ્યો, અને કહ્યું:—

"કોણ, દરબાર? બાપ! આવા વેણ ઉગતા રાજાને નો શોભે, આવતી કાલે તો તમે અમારા ધણી કે'વાશો. આમ આખડાઇ રાખ્યે કેમ પાલવશે?"

કાળા ધોળા કેટલાય ચોમાસાના અનુભવી ડોસાની આ શિખામણ આજ કાલના જમાનાને કાને તે ક્યાથી પડે! તેને તો બાપા પાસે આવી બાપાનું કાંડુ જોરથી પકડયુ અને કહ્યું:-

“બાપા! આવી શિખામણ દેતા તું કોની પાસે શિખ્યો? હજી તારા ડાચામા અનતો અમારૂ ભર્યું છે. કસુંબા ના તો ઠેકાણા નથી, ને ‘ આછકડાઇ દો નાહી પાલવે ’ આવી કોના બળપર લવારી કરી રીયો છો માડી?

બાપાના તો હાડે હાડ રૂંડયા દરેશા લાઠીમાં અચાનક ઉષ્ણતા આવી ઉંડી ઉતરી ગયેલી મોટા કોડા જેવડી આંખોમા રક્તની ટશરો ચમકી હાથીની સુંઢ જેવી કરચલી વળેલી ભુજાઓ ચનગની મળી ગયેલા ડાચાપર ગાર્યનાએ જુવા નીનો ઉછાળો માર્યો દાભાના હાથમથી ટંકુ છોડાવી બાપાએ

રસ્તામાં આપાનો આ વેષ અને ચાલવાની ઝડપતા જોઇ ઘણાંએ પુછવા લાગ્યા કેઃ—

'આપા ! આ જુવાની તો નથી સાંભરી આવીને ?"

પણ આપો તો જોરથી ધરતી કચડતો ભાણુના દરબારમાં આવી પહોંચ્યો. આ વખતે ભાણુ ખાચર ડાયરા વચ્ચે કસુંબો કાઢી રહ્યા હતા. આપાનો આ વેશ જોઇ ભાણુ ખાચરે કહ્યુ:—

"ઉનડ ! ભણે કાડીયાણી હૈયે ચઢી ?"

"હા ! દરબાર !! જાતે જન્મારે વળી હૈયે ચડુ ,ગેઇ તે મગાવા જાવેને બા." આ પ્રમાણે કહી આપાએ ભાણુની ઘોડા હારમાં પ્રવેશ કર્યો અને દાદભાની નવી ચડાઉ ઘોડી 'તાજણ' ને છોડી પલાણુ વિગેરે પણ ત્યાજ પડયું હતુ તે બરાબર ગોઠવી, નવરંગી ચોકડુ ચડાવી, આપાએ ઘોડીને બ્હાર કાઢી. એનાજ આખો ડાયરો બોલી ઉઠયો —

"આપા ! કસુબો કપાળે તો નથી ચડુ ગીયોને."

આપાએ પેધડામા પગ ભરાવી એક છનાગે સ્વાર થઇ દિશાઓ ધ્રુજાવે એવો ઓખારો ખાઇ તાજણને મોર કરી પડકારો કર્યો:—

"એ...ભાણુ! હવે રામ રામ, તારા દાદભાને કે' જે કે કુંકું પકડવાની આય વનાનો ઉનડ, મરદની હાયલ જોવાનું નોતરૂં દઇ ગીયો છે." આટલું કહીને આપાએ ઘોડીને ડેકાવી. ઘોડી દડબડ ડાબા દેતી, કારમી—ફાવળો નાખતી દરબાર ગઢમાંય મમળી ઉડે એમ ચાલીગઇ, ડાયરો આખો તો "હાં—હાં" કરતોજ રહ્યો.

૩

આપા ઉનડે તો 'કાળો એકાર્દો' બોલાવ્યો. કોઈનો ભાર નથી કે મનાળાની સીમ વટીને કોરે કોરે ચાલ્યો જાય. આપા ઉનડની આ રંજાડથી ભાણુ ખાચરનું મનાળા તોબા તોબા પોકારી રહ્યું.

ભાણુ ખાચરે પોતાના પુત્ર દાદભાને ઘણોય ઠપકો આપ્યો. પણ જુવાનીનાં મદમાં છકેલા દાદભાએ એ કાંઈ ન ગણકારતા કહ્યું કેઃ—

"તઈ શું ઈ ગોલકીનાંથી દબાતા રઈ ?"

આ સાંભળી ભાણુ ખાચરે કપાળે હાથ મેલ્યા મનાળાનું ભાગ્ય દાદભાનાં હાથમાં ભવિષ્યમાં કેવું રહેશે એ ચીંતા થઈ પડી.

આજે દરબાર ભાણુ ખાચર ઓરડામાં 'સુરજ દાદા'ની માળા ફેરવી રહ્યા હતા. પોતાના પુત્રની ચીંતાથી તેમને જ્વર પણ લાગુ પડયો હતો.

દાદભા પણ ડેલીએ, વીસ પચીસ જુવાનડાઓ વચ્ચે ઘેરાઈ ઉનડ-ગીડાને કેમ પકડવો તે ચર્ચા કરતો બેઠો છે હોકા અને કસુંબાની છોળો ઉડી રહી છે "રંગ છે રંગ છે" ના પડકારાથી ડાગયમા હાલી જ્વાઈ રહી છે. ઉનડ ગીડાને પકડવા માટે જુવાનડાઓની થનગનતી ભુજાઓ વારે ઘડીએ તરવારની મુઠ પર પડયા કરે છે. ફુટતી મુછોની દશરોને વળગેલા પ્રશ્વેદ બીંદૌઓ પણ અંતરના વીરત્વ ભર્યા ભાવ સાથે ચમકી ઉઠે છે. જાણે એમજ લાગતું કે કેમ આ વીરોનું પ્રદર્શન હોય!

આજ ટાણે એક ગઢવો હાથમાં હોકો ગગડાવતો ડેલીએ આવ્યો અને વાણી વાપરીઃ—

"ભલે દાદભા ભલે! દશમનનો મારતલ દાદભા જુગ જુગ જીવો! હે દાતા! તુ બેઠા અમને ઓરશો ગોલકીનો ઉનડ લુટી જાય, મારૂ જાય અમારા અન્નદાતાને હતરીયું કેડનો જાય બાપ! ઇનો કાળો કેર કરાય દાતાર! ઇ કેમ મા ગીરાયો છો?—

સનાળાનાં સિંહ? ડરતો કાંઉ શિયાળથી;
આવા બધલા વીર! થરથરતો કાંઉ ક્યાનસે

બાપો દાદભા! ભયે ઉગતા ભાણુનો બેટડો દાદભા!! જેના લોહમાં દાદો સુરજ ડોકીયું કરે, જેની ભુજાથી ભીમડા ધ્રુજે, જેનાં નામ લેતા મર્દના ગાતર ગળે, એવા દાદભા! આમ કાચું કાંઉ વળી ગીયો છો?"

"હાં હા ગઢવા! કા તો ઇ કાળમખાને મારીઇ છી ને કાતો માથા મુકીને આવીઇ છી." જ્યાં દાદભાએ આટલું કહ્યું ત્યા તો સડેડાટ એકી સાથે ત્રીશેય જુવાનડાઓના ખાંડા વળકયાં; ધરતી પણ ધમધમી. થોડીવારમાં તો ડેલી આગળ માલણુ, ફુલમાળ, રૂપલી, કાબરી બેરી, ભુતડી, લખમી, રોઝી, કાનફ્ટી, લાખણુ, મુળકી, ચાગી વિગેરે જાતવંતી ઘોડીયોના ડાબાને હાવળોનાં હોંકારા હમહમવા લાગ્યા. જુવાનડાઓ પણ એજ પળે, તસતમતા પલાણુ માંડી દરબારગઢ બારા નિકળી પડયા. અને ઘોડાં ઉનડ ગીડાના વાવડે તગડી મુકયાં.

ઓરડામાં તાવથી પીડાતા આપા ભાણુ આ જોઇ દુઃખી થયા.

જુવાનડાઓના ગયા પછી ગઢવો જરા મલકયો.

'મહારાજ' તપી રહ્યા છે. મનાણાથી બે ગાઉ દૂર એક વડલા હેઠે આપા ઉનડ તાજણને વડવાઇ હારે બાંધી બાજુમાં ઘાસીયો પાથરી ઉપર બેઠો બેઠો કસુંબો ઘોળી રહ્યો છે. આપા ઉનડે પોતાની સાથે એક પણ માણસ મદદ માટે નહોતું રાખ્યું. ન જેની સાથે જુધનો તેની સાથે તલવારથીજ વાત કરતો તે માગણ–રાંક, ગરિબ, સાધુ બ્રાહ્મણ આદિને નડતો નહોતો.

જે ગઢવાએ દાદભાને પાનો ચડાવ્યો હતો તે ગઢવો ઉનડનો દોસ્ત હતો. આપા ઉનડેજ તેને પાનો ચડાવવા ખાસ દાદભા પાસે મોકલ્યો હતો, કારણ કે આપાના હૈયામાં દાદભાને પોતાનો હાથ બતાવવાનું ખટકી રહ્યું હતું

આપાએ કસુંબો લઇ માથે મુકી એક સાકરનો ટુંગો કર્યો અને ઉભા થઇ રમતીયાળ તાજણની પીઠપર ધીમેથી હાથ થાબડ્યો ત્યાં છેટેથી ઘોડાના ડાબા અને હાવળો સંભળાણી. તાજણે પણ સામી દિશાએ ડોકે ઊંચી હાવળ દીધી. આપાએ દૂર નજર કરી તો ઉઘાડી તલવારે અસવારો આવતા દેખાયા. ઝટપ ઘાસીયો પલાણ પર નાખી એક બે બગ સાથે અસવાર થઇ મ્યાનમાંથી તલવાર બહાર કાઢી ઘોડીને બે પગે મોર કરીને નચાવી. અને આવતા અસવારોનું સામૈયું કરવા એ તરફ તાજણને તગડી. થોડેક જ ત્યાં ભેટંભેટા થઇ ગયા. સીતેર વરસના ડોસાએ પડકારો કર્યો:—

'અલ્યા! હજી જીવવું હોય તો રવાડે મ આ મરદનો હાથ જ."

પણ આ તો જુવાનીયાના લોહી! દડેડાટ આપા પર મંડ્યા તુટી પડવા. ચાલાક ડાબાએ તાજણને લોકી ખવરાવી બન્નેના ઘામાંથી આબાદ ઉગારી જન. તરવારની રમઝટ બોલી. કોઇના હાથ, કોઇના પગ, કોઇના હાથ પગના અળગા, કોઇના માથાં ધડો ધડ મંડ્યા પડવા. દાદભા આપા ઉનડનું

આ શુરાતન એઇને ગરમીગો થઇ ગયો ઠામએ પણ મા'ત વારમાં તો ચાર જણાનો કકુદલો' કરી નાખ્યો અને દુરથી દાદભાને ચીચીયારી કરતો જોઇ કહ્યું—

' એ બાપ ! આમ ઓરો આવ તને હુંહું પકડવાની આથ અતાવુ મરદનો હાથ બાપનાગ મરદ હોય. આમ નાયવો થામા '

આટલુ કહીને આપાએ પાછી તરવાર ને આમ તેમ વીંઝવા માંડી. જુવાનડાઓ દૂર દૂર રહેવા લાગ્યા જે પાસે જતા તેનો ત્યા ઢગલોજ થતો

થોડીવારમા તો લોહીનો કાદવ થઇ ગયો સુરજનારાના કીરણો પણ એ કીચડમા ભયાનક પણે હસવા લાગ્યા

આપાએ તાજણને એડી મારી દાદભા તરફ વાળી અને દાદભાની તરવારને એકજ ઝટકે ભોય ભેગી કરી નાખી દાદભાએ ઘોડીને દોડાવી પાછળ ઉનડે પણ તાજણને નગડી થોડેક જતા ઉનડે દાદભાને ઘોડતી ઘોડીયે બાવડુ ઝાલી તાજણ ઉપર ખેચી લઇ. બથમા ભિડયો, અને તાજણને સનાળા તરફ દોડાવી પાછળ બીજા જુવાનડાઓએ પણ ઘોડા દોડાવ્યા. પરતુ રમની-યાળ તાજણને સ્યે પુગાય !

ઉનડના બાહુ પાશમાથી છુટવા માટે દાદભાએ ઘણી મહેનત કરી પણ ન છુટી શકયો. ઉનડે કહ્યુ:—

" બેટા દાદભા ! તું આમ બીમાં જેનો તું ભાણુનો દિકરો છો એવોજ હું તને મારો સમજું છું. આવડો ખેપ તો તારા જુવાનીના લોહીને ટાઢું પાડવા અને ફરી જુના માણસ પર આવું નોંકર એટલા માટેજ ખેડવો પડયો તો. "

દાદભાનું તો લોહી ઠરી ગયું. એની બળુકાઇ પણ હેઠી બેસી ગઇ.

આપો ઉનડ દાદભાને લઇ ગીયો સનાળાના દરબારગઢમા પહોચ્યો. અને ભાણુ ખાચર પાસે જઇને દાદભાને સોપતા કહ્યુ.-

"લે દરબાર! આ તારૂ રતન!!"

દરબાર તાવ સોતા ઉઠયા અને ઉનડને ભેટયા. ઉનડે ફરી કહ્યુ:—

"એની જુવાનીના મદની આછકડાઇનો બદલો મળી ગયો છે હવે એને ઠપકો દઇશમા."

ભાણુ ખાચરે નીચા મસ્તકે ઉભેલા દાદભા તરફ એક નજર કરી. દાદભા પણ ઉનડની વીરતાને નમ્યો. પિતા પાસે ક્ષમા યાચી

બીજે દ્હાડે આપો ઉનડ કાશીયે જવાનું કહીને ચાલ્યો ગયો

ભાણુ ખાચરે અને બીજાએ આપાને રોકવા માટે ઘણાય સમ-સગરા દીધા પણ આપો ઉનડ એકનો બે ન થયો. તે ન રોકાયો. શેનો રોકાય! તેને કાશીયે જઇને કરેલી માનવ-હત્યાઓ ધોવી હતી.



# કુળની લાજ

ગામને દેવરોરે ડાયરો જામ્યો છે. દરબારોને પટેલીયાઓ કુંબા કુકના કસુંબાને રંગ દઇ ગયા છે એક ચારણે પણ આ મમે વારતા આદરી:—

"શુરા સતીયાં ને સમજણા, ચુકે ન કળની લાજ;
માથાં દઇને મેળવે, સત–ધરમ નો તાજ.

કુદરતની મીઠી મહેરથી લીલપે લેહુર બનેલા કચ્છ દેશમાં લાખોને લાખીયાર બેય ભાઇ જોયા હોય તો માતલ હાથી જેવા. માવઝ શુરા. એના પડકારે દશમનના કાળજા વેરાઇ જાય એવા રણ શુરા. 'પડ જુદા પણ એક પ્રાણ' એવા એક મના. મરતાય વટ મુકે નહી. લીધી ટેક પણ ચુકે નહીં. આવા ક્ષાત્ર વટ પાળનારા બેય વીર.

એના ગામમા પારકી બેન દિકરી પર ને પારકા ધન પર કોઇથી કુડી નજર નખાય નહીં ગાયને બ્રાહ્મણોને સરખાપગનાં

સુખ, બાપ ! ઇ ઉભે મોલે માતાજીયું ચરી ખાય તોય સૌના હૈયાં હરખી રીયે. આજની ઘોડે માવડીયુ ઘોડવા નો ખાય ? લાખીયારને એક રાણી. પણ કાઇ દેવની દીધેલ રૂપ જેવુ હોય તોઃ—

> કેશ લોહે તમ ચાપ, બ્યાલ શશી મધ્ય ભૃંગ;
> ચીતવે તુરંગ વહ્યો ખગ જૈસેં પૂરહે.
> નૈન અરૂ નાસા કંજ ચપકલો મોર કીર;
> સુર માધુરો સો કિધીં કોકિલા મયૂર હૈં.
> અધર રદ બલિન કૂંદ કલી સુધા દારૈં;
> ગ્રીવા સો કપોત કિધો કંચનકી ચુર હૈં
> કુચ કટી કરી હરી હરી શૃંગ હરી જુરી;
> રાધા સમ રૂપ જામેં રસ ભરપૂર હૈ

આવી રૂપરૂપના પુંજ સમી નજર નાખતા નેંણુ વીંધાઇ જાય ને ઘટડું ઘાયલ થઇને જોનારો થાય ધરતી ભેગો. આવી તો રૂપાળી રાણી. ને તેને એક નહીં બે નહીં પણ સાત તો દિકરીયું. અને તેનોય બાપ ! દુનિયામાં જોટો મળવો આકરો એની માં કરતાંય એ બેનોનાં રૂપ સવાયા. આવી માતેય બેનો જુવાનીમા આવી. ઇ અરીસા રોજી દેદને જુવાનીની લાલપે ઘેરૂં. હૈડે જોબનના મદ વ્યાપ્યા.આંખ્યે જોબનના તેજ ઉતર્યાં. ચાલમાં જોબનના ભાર પડયા. વાણીમાં જોબનની મીઠપ ઉતરી. ને મુખડે તો જોબનના કોઇ લાલ ગુલાબી હજાર પાંખડીયાળા દેવ–ગુલાબ રેશમ રંગના શેરડા જામ્યા.

સાતેય બેનોનો આવો જોબન કાળ જોઇને લાખીયારના દલમાં તેને વરાવવા પરણાવવાની ચીતા થઇ એટલે કુળ ગોરને બોલાવીને કહ્યુંઃ—

"દેવ ! એનો હવે મોટીયું થયું છે. તો રાજ રજવાડામાં તપાસ કરો ને મરખી હેડીના રઢીયાળા જુવાન રાજકુમારોને ગોતો. આપણે કુંવરીઓ રાજ્યને નથી દેવી રાજવીને દેવી છે. સમૃધ્ધિ સાથે કુંવરીઓના જીવતર નથી બાંધવા પણ જેના બાવડામાંથી મરદાઇ નીતરતી હોય એના વેરે લગન કરવા છે માટે તપાસ કરો ને ઉત્તમ કુળને ઉચ્ચ ખાનદાન ધ્યાનમાં રાખજો દુશમનના કુળમા દોકીયુ કરશો નહી. દુશમનને ઘેર દિકરીઓના જીવતર બળી જાય."

આ પ્રમાણે સમજાવી ગોરને વિદાય કર્યા

એ ચાર એમ કરતા કરતા છ મહીને ગોર મહારાજ પેચાઇ ગયેલા પેપા જેવુ મોઢું લઇને પાછા આવ્યા. લાખીયારે પુછ્યુ :—

"કેમ ગોર! શુ કરી આવ્યા ?"

ગોરે કહ્યું:—

"બાપુ! આપણી કુંવરીઓની હેડી કયાંય નો કળાણી. એવા રંગીલા મરદના દરશન નો થયા, ને એ ચાર ઠેકાણે કુંવરીઓ એમ કળાણી પણ તે દુશમન ને આંગણે"

આ સાંભળી લાખીયારની ચીંતાનો પાર રહ્યો નહીં ગોરને થોડું ઘણુ આપી વિદાય કર્યા. રોજ ચીંતા વધવા લાગી એથી શરિર લેવાવા માંડ્યું એક દી જમાડતાં જમાડતા રાણીએ પુછ્યું:—

'તમારૂ શરિર આમ કેમ લેવાતું જાય છે?

લાખિયારે હૈયું ખોલીને વાત કરી:—

"દિકરીઉંનાં ક્યાંય ઠેકાણાં જડતાં નથી ને દશમનના કળમાં દઇયે તો દિકરીઉંનો ભવ બગડે છે. સાવ કાંગલાઓને દેતા જીવ ચાલતો નથી આ બધી ચીંતાથી હાડ સુકાય છે. આના કરતા તો પ્રભુએ વાંઝીયા રાખ્યાં હોત તો સારૂં હતું"

આ વેણ એની મોટી દિકરી સાંભળી ગઇ. હૈયે કોઇ તીર પેઠું હોય તેમ કાળજામા ઘા લાગ્યો પોતાના લીધે પોતાના માના પિતાને આવડા દુઃખ? આવા વિચારમાં બળતી તેને પોતાની સઘળી બેનોને માંબાપના દુઃખની વાત કરી એકે કહ્યું:—

"બેન! તઈ પરણીને શું ભવ સુધારવોતો? આપણે તો આજથી કુંવારા રહેવાના વ્રત."

બીજીએ કહ્યું.—

"મારે પણ એમ!"

ત્રીજી બ્હેન બોલી:—

"એમ તો ખરૂં! પણ ભવ આખો કુંવારા રહીને કાઢવો એટલે દુનિયા મા બાપને વગોવશે ને આપણી પણ નીંદાયું કરશે. એનાં કરતાં તો આપણે કુંવારાજ મોત માગી લઇએ તો?"

મ્હોટી બ્હેને કહ્યુ:—

"એ સૌથી સારૂં. આપણે આ વાત બાપુને કરીયે ને કહીયે કે અમારે સાતેય બેનોને કુંવારા પણે એક જ ચિતામાં બળી મરવાના વ્રત છે. માટે અમને રજા આપો."

સૌ બેનોને આ સલાહ ગમી. અને મનથી દ્રઢ ગાંઠ વાળી. એવામાં આભમાં અષાઢ મામે બધડાટી બોલાવી, આકાશ

પાતાળના ફલાઆ એક કરવા કડડડ ધબાક કરતી વીજળીયું ડુંગરાઓને ભેટવા લાગી ને વાદળાંની તો વાત નો થાય. ઈ અડડડડડ ગડડડડડ ગડેડાટ મંડયા થાવા ને વીજળીયુંના ભભાકે વિંઝાતા વાદળના ગર્ભ મંડયા ગળવા. અનરાધાર એલીયુ મંડાણી. વનવગડે વરસાદના પ્યાસી મોરલીયા પણ ટેંહુક ટેહુક ટહુકાર કરવા લાગ્યા. ખેડુતોના હૈયે હરખ માય નહીં. આનો ગાંડો પણ દનિયાને સુખી કરનારો અષાઢ બેઠો ને બરોબર આજ ટાણે સાતેય બેનોએ લાખિયાર પાસે જઈને પોતાના વ્રતની વાત કરી. લાખીયારે કહ્યું:—

"દીકરીયું! એવાં વ્રત હોય નહીં એવાં શું દઃખ પડયાં છે કે બળી મરવાના કોડ મનમા ઉગ્યા?"

પણ આ રજપુતાણીનું સિહણ સમું ધાવણ ધાવેલીયું, આકાશ પાતાળ કદી એક થઇ જાય ઈ હક, પણ મનની ગાંઠ ન છુટે. તેમ સાતેય બેનોની ટેક ન છુટી. અને માબાપને રડના હૈયે રજા દેવી પડી. રજા મળતાજ બીજે દહાડે રાજ મહેલના ચોગાન વચ્ચે ચંદનની ચીતા રચાણી. આકાશ સાથે વાતું કરતો કારમી લાલ લાલ ઝડપુ નાખતો અગ્નિ પ્રગટયો. ને એક પછી એક એમ સાતેય બેનોએ હસતાં હસતાં એમાં પડતાં મુક્યાં. બાપ! આવી ટગ રખખણ દિકરીયું દનિયાને મોડી મળશે!'

ગઢવે વાત પુરી કરી. ડાયરામાથી દરબાર બોલી ઉઠયા;—

"રગ ગઢવા! તમારી વાતને. ઈ વખતની દિકરીયું તો દેવ કળામાથી અવતરતી ચાલ્લ દા એની વાતું ઉપર પણ વિશ્વાસ નો રીસે."



# વગડાનો ધણી

ઝળકડાનો સમો છે. માથે મેઘરવો ઝરી રહ્યો છે માડવમાં દેવસર ગામની પાસે આવેલી ખોપમાં વીસો રબારી પોતાના ગાડ બકરાને પહોળાવી, પોતે ખોપના ઓથે બેઠો બેઠો પરભાતીયું લલકારી રહ્યો છે—

"મરખો લીલેરે લુંટાણો,
 અરે એની કાયા એળે જાય....રે...."

ઘેરોને પહાડી : મીઠો ને હલકી : હયાનોને પ્રેમભીનો : એ પ્રભાતીઆનો રાગ, આસપાસ પડેલી હજારો વર્ષના—કાળા ધોળા ઇતિહાસ જાણતી દાળમીંઢ શીલાઓના આત્માને ભેદી રહ્યો હતો.

"ભાઈ મારા જીવતર જીવી જાણો,
 રે રૂડી કાયાને કીડા ખાય....રે...." મ.

નિર્જન વગડામાં દેહનું આ નગ્નસત્ય સાંભળનાર દેહધારીઓ એકઠા ન્હોતા થયેલા. પત્થરો સાંભળતા, એક બીજાની

ઢુંઢે ગરમાવો મેળવતાં ગાડ બકરાં સાંભળતાં, અને કોઈક કોઈક પક્ષીઓ, માળામાં પડ્યાં પડ્યાં સાંભળતાં

કુદરતને પોતાનું જીવન અર્પનાર એ વીસાએ વળી એક ચરણ ઉપાડ્યું:—

" આઈ ભાઈ તારા ભેળા નઈ આવે,
ભુંડા શીદ ભેળાણો ભરમાઈ....રે...." મ.

પાંચ પાંચ વાર છ છ વાર એકેક કડીઓ ગાઈને વીસો પોતાના દિલમાં ભજનને ઘુંટતો. ત્યાં સ્હવાર થયું. વીસાએ ઉભા થઈને ગામ તરફ લાંબી નજર કરી. પંચાવન વરસનો આ ખડતલ રબારી ગાઉ ગાઉ દુરના ઝાડવાઓ પારખી શકતો. બે ખેતરવા છેટેથી છેરે કોઈ જુવાન રબારણ આવતી વીસાને કળાણી. તરતજ તેને સાદ માર્યો:—

" હીમતે હીમતે......હુઉઉ......હવે આપ ઝટ હાલ્ય, ઝટ હાલ્ય, માલ ઉતાવળો થઇ રીયો સે."

જોબનવંતી પ્રથમીને, પોતાના ભર જોબનથી કમ્પતી જુવાન હીમાંએ પોતાના બાપનો સાદ સાંભળ્યો. ચાલવાની ગતીને જરા તેજ કરી.

વીસાની પાસે પહોંચતાજ હીમાંએ કહ્યું:—

" બાપ ! ઓરપો કુનરીનો માલને બહુ કનડે સે."

" કેમ દિકરી, આજ કાંઇ ઉપાડી ગીયો ?"

" રાતડો વાછડો."

' અરે, તારી માના ધણી! આજતો તને નો મેલું. "

આ પ્રમાણે કહી વીસે હીમા પાસેથી દોણાં લઇ લીધાં અને ગાડ બકરા દોવા લાગ્યો.

હીમાની ઉમ્મર વીસ વરસની હતી અપાર એનાં રૂપ હતાં. પવિત્ર એનો પ્રભાવ હતો. નયનોમા પ્રેમ હતો. પ્રેમ તે નિર્મળ હતો. વિકારને વાસના તો રૂવાડેય ન્હોતી વીસા રબારીની તે એકની એક લાડકી દીકરી હતી.

(૨)

ધાણીફુટ તડકો પડે છે ખગ બપોરની જવાળાઓ વાયરા મથે વાઇ રહી છે. વીસો એક ઝાડના ગાળે બેઠો બેઠો ચલમ પી રહ્યો છે આમપાસ બકરા ગાડરા પહોળ્યા છે. વીસાની ચલમમાંથી રૂપેરી ધુમાડા નિકળી રહ્યા છે. એ રૂપેરી ગલગોટામા વીસાના આત્માના ઉંડા મદેશ છે કે:—

મુંગી અને મઃમાળી કથા ; વાચા વગરની ને વર્ણુલખી કથા; એ રૂપેરી ધુમાડામાં વણાઇને બ્હાર નિકળતી. એ ધુમાડાની કથા પ્રકૃતિ સિવાય કોણ ઉકેલે ?

આમ વીસાનો આત્મા ચલમની લીજતમાં દુનિયાની સાહ્યબી માણી રહ્યો છે. ત્યાં હીમાં ભાત લઇને આવી. હથેલી જેવા જાડા જારના કુણાં રોટલા હીમાંએ કાઢવા દોણીમાં છાશ હતી તે ખાખરાના પાનનો પડીયો કરી તેમાં કાઢી અને બાપ દિકરી ભેળાં બેસીને રોંઢો કરવા લાગ્યાં.

રોંઢો પુરો થયા પછી વીસો ઉઠયો અને બોલ્યો,—

" ગગી ! ટાણું થીયે તુ શાળાં ગાડ લઇને ઘર દીસી જાજે. હું ઓલ્યા કાળમખાની ખબર કાઢવા જાઉં સું. "

આટલું કહી વીસો પોતાની ડાંગ સાથે ચાલી નિકળ્યો હીમાં પોતાના બાપને ડુંગરાઓથી અદ્રસ્ય થતો જોઇ રહી.

(૩)

માંડવના ડુંગરામાં લાંબો સાતહથો સાવઝ રહે છે. રોજ રોજ આસપાસના ગામડાઓના માલને હરી જાય છે. વીસાના માલને પણ વખતે વખતે કનડતો. ગઇ રાતે ગામને પાદર આવેલા વીસાના વાડામાથી રાતડોવાછડો ઉપાડી ગયો છે. એથી વીસાને કાળ વ્યાપ્યો છે. તે સાવઝના સગડ જોતો જોતો તેનું રહેઠાણ ડુંગરાઓમાં શોધી રહ્યો છે.

એક બેખડની મોટી રસાણમાં મારણ કરીને લંબપુંછાળો પડયો છે. ગોતતો ગોતતો વીસો ત્યાં આવ્યો. સુતેલા સાવઝને જોયો. માનવીની છાતી ફાટી જાય એવો વિકરાળ મોઢાવાળો

સાવજ નીંદા ગાણી રહ્યો છે. વીસે કડીઆળી ડાંગ ઉંચી કરી, પણ બીજીજ પળે તેના મનમાં કંઇ વિચાર આવ્યો. વીસે ધાર્યું કે, આતો મોતની સાથે ખેલ માંડવા છે, કળથી મારીએ તો ઠીક આમવારી તે ભેખડ ઉપર દબાતે પગલે ચડ્યો. ને પડકારો કર્યો:—

' ઊઠ કુતરીના બારો નિકળ." આ પડકારે પહાડોમાં પડછંદ પાડ્યા. પણ સાવજનું રૂંવાડુંય ન હલ્યું વીસે ડાંગને સાવજના કેસરી શરિર પર ઘોંકાવી ને ભીંસ દીધી કડડડ અંગના સચડ બોલાવતો દાઢાળો ઊભો થયો આગ્નમતી મંદ્યાથી ચાડી ઉઠ્યો. ધડવધ કરતો ભેખડ બા'રો નિકળ્યો જેવો સાવજ બા'રો નિકળ્યો તેવોજ વીસો તેના માથે કુદયો. ને કોઇ ચાલાક સ્વાર ઘોડા માથે ઠેક મારીને ચડી જાય, તેમ તેની ગરદન પર સ્વાર થઇ ગયો. અને હાથમાંની દશશેરી ડાંગ સાવજના ડાચામાં ઝડબામાં ખોસી ઘાલી. સાવજ મંડ્યો ઉછળવા. મંડ્યો ઠેકું મારવા. પણ વીસો તો સાવજનો સાવજ હતો તેના ચસમાંથી સાવજની ગરદન ન છુટી. જેમ મડાગાંઠ પડે તેમ સાવજની બોચી વીસાના બાહુ પાશમાં સપડાઇ ગઇ હતી. વીસે સાવજને બળ કરતો જોઇ મનથી કહ્યું:—

"લોડા! હવે તો બરાબર સાંપટમાં આવ્યો સો! નતાં મારા ગરીબ માલને ઉપાડી જાતો પણ આજ તો તારા સો… પુરા કરૂં."

આમ કહી વીસો મંડ્યો તેને દસકવા, સાવજના બળની કરી ફાવતી નથી. વીસાની ભુજાના વજ્ર ચોકઠામાંથી છુટાતું નથી. ડુંગરાઓ ગુજે એવી ત્રાડો કાન ફાડી નાખે છે. પણ બળવાન વીસાએ જાણે સે રમત ચઢ પડી છે, તે હમણાં દસકો દસકો

તળાવડા પાસે પુગ્યો. અને સાવજ સોતો પાણીમાં ઉતર્યો. માયોંક એટલે દુર જઇ સાવજના મોઢાને પાણીમાં દબાવ્યું. સાવજ મંડ્યો મરેડીયા નાખવા. વીસો મંડ્યો માથા મારવા.

આમ થોડીક વાર રમત ચાલી. સાવજના પેટમાં મણકું પાણી પુરાણા. બળ મંડ્યું ધીમુ પડવા. સાવજની આંખ આગળ પોતાનું મોત ખડું થયું. તે નિરૂપાય થયો પાણીમાંને પાણીમાં વીસાએ તેને જમદ્વાર દેખાડી દીધું.

સાવજના જ્યારે રેવા છુટી ગયા ત્યારે વીસાએ તેને છોડ્યો અને પુંછડું ખેંચી બ્હાર કાઢ્યો.

તળાવડાના કાંઠે સાવજને પડતો મુકી, પોતાના શરિરપર થયેલ ઉઝરડા પાણીથી ધોઇ, વીસો ત્યાંથી પોતાના માલ તરફ પાછો વળ્યો.

(૪)

હીમાંના મનમાં પોતાના બાપના બળનો વિશ્વાસ હતો, એટલે તે નિર્ભયપણે બેઠી હતી. ત્યાં પોતાનો બાપ આવતો કળાણો અને જેમ હર્ષ ઘેલું વાછરૂં પોતાની માં જોઇને ટેક મારે, તેમ એકદમ ઉભી થઇને તે પોતાના બાપ સામે ગઇ અને તેને વળગી પડી. વીસાએ કીધું:—

“ગગી ! વગડાના ધણીને એના બાપ પાસે પુગાડી દીધો.”

હીમાંએ પોતાના બાપને હેતથી કહ્યું:—

“ઇ કોનો વગડાનો ધણી ? વગડાના ધણી તો આપણે. ઇ તો વગડાનો ચોર. વગડાનો કુતરો.”

બાપ દિકરી હરખાતા હૈયે માલ વાળીને ગામ દીમા વળ્યાં. સુરજ દાદો પણ મેર થયા. પ્રકૃતિ પણ નિરવ બની.

× × × × ×

આજે વગડાનું ધણીયાપું ભોગવતી એ કોમને પોતાની સત્તા સ્થાપનાર શાસને ઢીંઢીં કહીને ઝેર કર્યા છે. એના આદર્શો આજે મુર્ખાઈ ભર્યા મનાય છે એના શૌર્યના આજે પુજન નથી. આજતો રફલથી રોળનારને, પારકાના બળે ખેલનારને, વીર કહીને જગત્ વખાણી રહ્યું છે.

